આવૃત્તિ પહેલી : ઑગસ્ટ ૧૯૩૪

મુદ્રક અને પ્રકાશક

માણેકલાલ અંબાશંકર દવે

જયસ્વદેશી મુદ્રણાલય : રાણપુર

મૂલ્ય : રૂ. [illegible]



ઉજ્જ્વળ તારો દાખવી, દીધ જીવનપંથ ઉજાળ



સ્વ. નીમુને

दूरंगमं ज्योतिषां ज्योतिरेकं तन्मे मनः शिवसंकल्प मस्तु

# પ્રસ્તાવના

જીવનની અનેક મૂંઝવણો વચ્ચે આરંભાયેલી આ કથા એ મૂંઝવણો વચ્ચે જ પૂરી થઇ.

આ નવલકથામાં એ મૂંઝવણોના પડછાયા ક્યાંક ક્યાંક પડયા છે. એવા પડછાયા પડે એ અનિવાર્ય હતું; અને એને માટે તો લેખક માત્ર દિલગીરી જાહેર કરી શકે. વિશેષ તો એ પણ શું કરી શકે?

આંગળીને વેઢે ગણી ન ગણાય એટલી સદીઓ પહેલાંની લોકકથા આ રીતે અર્વાચીન નવલકથામાં ઉતારવી, આજના યુગના એના ઉપર સ્વાંગ સજાવવા, એક કથાને એના ધાર્મિક વાતાવરણમાંથી ઉપાડી લઇને સમાજશાસ્ત્રના ચોગઠામાં જકડવાની જહેમત લેવી, એ કેટલાયને સાવ અકુદરતી લાગશે, કેટલાકને અવાસ્તવિક લાગશે, કેટલાકને અજુગતું લાગશે.

પરંતુ લેખકે પોતે એ કથાને ધાર્મિક લોકકથા કે કોઇ પણ એકાદ યુગના ઇતિહાસની કથા તરીકે નથી વાંચી. મચ્છેન્દરનાથ થઇ જ ગયા નથી, ગોરખનાથ થઇ જ ગયા

નથી, તિલા થઇ જ ગઇ નથી એમ કહેવાનો લેખકનો આશય નથી. એ થઇ ગયાં હોય કે ન થઇ ગયાં હોય એ લેખકની દૃષ્ટિમાં મહત્ત્વની વાત નથી.

એ કથા જે રીતે કહેવાય છે, એ રીતે તો એ કેવળ કથા કરતાં કોયડા સમી છે. લેખકે તો આ કથાને અર્વાચીન સ્વાંગ પહેરાવ્યો છે–એક કોયડાના ઉકેલની દૃષ્ટિએ. એ ઉકેલ વાસ્તવિક છે કે નહિ એનો તોલ તો વાંચકોએ જ કરવાનો છે.

કેટલાક હિતેચ્છુઓ અને મિત્રોને હજી યે આ કથા લંબાવવા જેવી લાગે છે. તિલાના પાત્રને જેમ મૂકી દેવાયું છે એમ એ મૂકાવું જોઇએ નહિ, મચ્છેન્દરનાથને જેમ મૂકાયો છે, એમ એ મૂકાવો જોઇએ નહિ, એમ એમનું કહેવું છે.

પ્રાચીન લોકકથાની મર્યાદા સ્વીકારીને આ કથા અત્યારે તો જેમ અંત પામે છે, તેમ જ પૂરી થયેલી ગણવી જોઇએ છે. ભવિષ્યમાં કોઇ દિવસ અવકાશ હશે, અનુકૂળતા હશે તો આ કથાને લેખક આગળ લંબાવશે.

અત્યારે તો જેવી છે તેવી આ કથાને વાંચકોના હાથમાં લેખક મૂકે છે. જેટલાં કામો પૂરાં થયાં એટલાં પ્રમાણવાં. કાલની તો કોને ખબર છે?

રાણપુર : ૧–૮–૩૪ ગુણવંતરાય આચાર્ય

# અ—નુ—ક્ર—મ

# સૌરાષ્ટ્ર પ્રોસેસ સ્ટુડીઓ

એકરંગી, બેરંગી અને ત્રિરંગી ગમે તેવા ચિત્રોના
બ્લોક આ સ્ટુડીઓમાં તૈયાર થઇ શકે છે.

તદ્દન વાજબી ભાવે સંપૂર્ણ સફાઇ અને
કાળજીપૂર્વક ગ્રાહકોને પૂરો સંતોષ આપે
એવું કામ બરાબર નિયમિતતાથી કરી
આપનારૂં આખા કાઠિયાવાડમાં આ
જાતનું આ એક જ ખાતું છે.

એક વખત અજમાયશ લઇ જુઓ

સૌરાષ્ટ્ર પ્રોસેસ સ્ટુડીઓ : રાણપુર (કાઠિયાવાડ)

# આમુખ

સ્ત્રી અને પુરુષના સંબંધની વિષમતા અને અવ્યવસ્થા જોઇને મચ્છેન્દર નામનો જુવાન જંગલમાં ચાલ્યો જાય છે અને શારીરિક વિકાસ સિવાય માનસિક વિકાસ અને માનસિક વિકાસ સિવાય સંયોગો ઉપરની પ્રભુતા માનવી હાંસલ ન કરી શકે એ માન્યતાથી પ્રેરાઇને આત્મા, સમાજ કે ઇશ્વર કરતાં .શરીરને પ્રથમ સ્થાન આપનાર એક સંપ્રદાય સ્થાપે છે.

જન્મથી જ પિતા, પતિ, પુત્ર અને વડીલો–પુરુષોની ગુલામી કરતી, કેવળ જીન્સી અને પ્રજનનની પ્રાકૃતિક માગણીઓ સંતોષવાને ખાતર નભતી સ્ત્રીની પરતંત્રતા સામે જેહાદ પોકારતી તિલા નામની એક ઋષિપત્ની મીસરની મહારાણી સમીરમિશ્વાને જોઇને પોતે પણ એના જેવી બનવાની હામ ધરે છે અને ગંગાતટે કેવળ સ્ત્રીઓની જ એક વસાહત સ્થાપે છે. એ વસાહતમાં પુરુષનું નામ માત્ર પણ લઇ શકાતું નથી. તિલા એ વસાહતમાં સ્ત્રીઓને સ્વતંત્ર જીવન ગુજારવાના બોધપાઠ શીખવે છે અને રાહ બતાવે છે.

મચ્છેન્દરનાથ પોતાની જમાત લઈને પોતે સાધેલા શારીરિક વિકાસને હિન્દના લોક સમક્ષ રજૂ કરવા એમનું પણ પોતાના પ્રજાશરીરના હ્રાસ પ્રત્યે લક્ષ ખેંચવા હિમાલયની ખીણોમાંથી બહાર નીકળે છે. ફરતાં ફરતાં એ તિલાના આશ્રમ સામે પડાવ નાંખે છે. આશ્રમમાં પ્રવેશની સ્પષ્ટ મનાઈ થયા છતાં હઠયોગથી એ પ્રવેશ કરે છે. તિલા અને મચ્છેન્દરનાથ પોતપોતાના પૂર્વ-ગ્રહોની ભૂમિકા ઉપરથી સંવાદ કરે છે. બન્ને એકબીજાનો તિરસ્કાર કરી વિખૂટાં પડે છે.

મધ્યરાત્રે મચ્છેન્દરનાથ જાગે છે. સાત વર્ષના પ્રયાસે હાથ કરેલી બેપરવાઈ ઓગળી જાય છે અને તિલાનું આકર્ષણ એની જાગતી જુવાનીને નોતરે છે. અર્ધ પાગલ જેવો એ મધરાતે નદીકાંઠે આવી વિવશ બનીને તિલાના નામની બૂમ પોકારે છે. મચ્છેન્દરનાથની જેમ જ જાગી ઊઠેલી તિલા એ બૂમ સાંભળે છે, અને મચ્છેન્દરનાથને વળગી પડે છે. 'મારા મચ્છેન્દર' 'મારી તિલા.'

જેમણે પૂર્વાર્ધ ન વાંચ્યો હોય એમને માટે પૂર્વાર્ધના કથા ભાગનો આટલો સાર આપ્યો છે :

# ૧ : અભંગા

સવારના ચારેક વાગ્યાનો સુમાર થયો હશે.

કોઇક કોઇક પંખીઓ ઝાડોની ઘટાઓમાં સળવળવા, પાંખો ફફડાવવા અને કલરવવા માંડયાં હતાં.

પૂર્ણિમાની રાત્રિ જાણે કે વહેતી હોય એવી ભાગિરથી ઘનઘોર ઘટામાંથી વહી જતી હતી.

આસમાનમાંથી રજનીનાથ શાંતિ, સ્વસ્થતા અને માદવતાનાં છેલ્લાં અમી જગત ઉપર વેરી રહ્યો હતો

ને દૂર દૂર ક્ષિતિજ ઉપર ઉષાની આછી—અતિ આછી કુંપળો ફૂટી રહી હતી.

ને વિશાળ જંગલનો લીલો સાગર ધીમે, અતિ ધીમે, આછું; અતિ આછું ગર્જતો હતો.

ને પોતાની હથેલી સામે જોઇ, દિશાઓને વંદન કરી, બજરંગ બલવાનની જય બોલીને ગોરખનાથ પોતાની દર્ભશય્યા ઉપરથી ઉભો થયો.

પાસે જ નદી હતી. શૌચ કરવા, પ્રક્ષાલન કરવા અને વ્યાયામ કરવો માટે ગોરખનાથ નદી તરફ ચાલ્યો.

જંગલની કોર પૂરી થઇ. નદીનો પહોળો રેતાળ પટ શરૂ થયો. સ્વસ્થ ને મસ્ત જુવાન પ્રવાહી લીલમ જેવી દેખાતી નદીના જલ તરફ ચાલતો રહ્યો.

એકાએક એ થંભી ગયો. નદીની રેતમાં બે માનવીઓ સૂતાં હતાં. ગોરખનાથે સહેજ નીચા વળીને જોયું. સૂનારાઓમાં એક સ્ત્રી હતી; બીજો પુરૂષ હતો.

આવા જંગલમાં આવે સ્થળે આવી રીતે સૂનાર કોણ હશે? ગોરખનાથને પુરૂષની અંધારા અજવાળામાં અસ્પષ્ટ દેખાતી રેખાઓ કાંઇક પરિચિત લાગી.

એ વધારે નીચો નમ્યો. નિર્ભેળ તાજુબીથી એ મૂઢ જેવો બની ગયો.

સૂનાર સ્ત્રી તિલા હતી. તિલાના શરીરને પોતાના ભુજપાશમાં ભીડીને સૂનાર પુરૂષ મચ્છેન્દરનાથ હતો.

[૨]

ગોરખનાથને આખે શરીરે કંપ આવ્યો. એના આત્માને જાણે શીત ચડયાં.

પોતે શું કરે છે, પોતે શું વિચારે છે એ જરા ય સમજ્યા સિવાય ગોરખનાથ ત્યાંથી પાછો ફરી ગયો. એ પોતાના આસને આવીને બેઠો.

પોતે શું જોયું હતું ?

ઓહ ! એની આંખમાં ખીલા કેમ ન ભોંકાયા ? એના મગજમાં ધગધગતું સીસું કેમ ન રેડાયું ? પોતાના ગુરૂ, પોતાના આદર્શ સૃષ્ટા, પોતાના સજીવ બજરંગને એણે આ દશામાં જોયો ?

પોતે કોઇ ભયાનક દ્રોહ કર્યો હોય, પોતે ગુરૂ પ્રત્યે કોઇ અક્ષમ્ય અમર્યાદા દાખવી હોય એમ ગોરખનાથને થયું. એણે પોતાના હોઠ પીસ્યા, ને હૃદયનો દાહ લોહીવાટે બહાર નીકળ્યો.

ને તરત જ એના હૃદયમાં રોષની, ધિક્કારની કારમી આંધી ઉપડી. વિવેક, સ્વસ્થતા, ગુરૂમાન તમામ એ આંધીમાં ફના થયું.

જગત માત્રને સ્ત્રી સામે ચેતવતો, છતાં એક સ્ત્રીના પહેલા જ સંસર્ગમાં લટી પડે એવો ગુરૂ ? એ તે ગુરૂ કે મનુષ્ય–જંતુ ? એ કાચી માટીના માનવીની પાછળ પોતે પોતાની જીંદગાની ફના કરવા તૈયાર બન્યો છે એ વાજબી હતું ? છેતરાયું કોણ ? ગુરૂ કે પોતે ? પતન કોનું થયું છે ? ગુરૂનું કે પોતાનું ?

જે માનવીનો સિદ્ધાન્ત સંઘર્ષણની કસોટી પાર નથી ઉતરી શકતો–શા કામનો એ સિદ્ધાન્ત ને શા કામનો એ માનવી ?

ને આસનેથી ગોરખનાથ ઉભો થયો. એનો કૃતનિશ્ચય ચમકી ઉઠયો. હૃદયના ઉકળાટથી આસપાસનું વાતાવરણ જાણે ગરમ બની ગયું.

ને જે દિશામાં મચ્છેન્દરનાથ નદીની રેતીમાં તિલા સાથે શયન કરતો હતો એ દિશાને ગોરખનાથે સાષ્ટાંગ દંડવત્ કર્યાં :

'નમસ્કાર ગુરૂદેવ !' ને ભવભવના સંબંધ તૂટતાં હોય એવી વેદનાની એક કંપારી એના અવાજમાં એક ક્ષણ આવી ગઇ,

ઉન્હાં આંસુ એની આંખમાં આવી ગયાં. વેદનાનાં, રોષનાં, અને પોતાની, ગુરૂની ને જગત માત્રની પામરતાનાં.

'નમસ્કાર, ગુરૂદેવ. આપના આદર્શોથી મોહ પામીને આપને ચરણે આવેલો હું આપનાં કર્મોનો સાક્ષી બનીને પાછો ફરૂં છું. મારા દ્રોહ માટે આપને હું ક્ષમા કરૂં છું. જગતના દ્રોહ માટે જગત આપને ક્ષમા કરો !'

એક ક્ષણ ગોરખનાથથી ન ચલાયું કે ન ઉભાયું. અને પછી જખમને જીરવી લેતા કોઇ મહાયોધની સ્વસ્થ વેદનાથી એણે એક વાર નમન કર્યું : 'નમસ્કાર.'

ને ધીમે પગલે ગોરખનાથ મચ્છેન્દરનાથ તરફ પીઠ ફેરવીને ચાલતો થયો, ને આખા યે ઘોર જંગલમાં ધીમા પડઘા ઝાડને પાંદડે પાંદડે ફરી વળ્યા : 'નમસ્કાર ! નમસ્કાર !'

[૩]

**આ**સમાનમમાં ઉષા પ્રગટી. સંધ્યા જાગી, ને એનાં સૌન્દર્ય પણ ઓગળી ગયાં. આસમાનમાં સૂર્ય ઉગ્યો ને તપવા માંડયો. પંખીઓ, પશુઓ ચોપાસ ઉડાઉડ ને કૂદાકૂદ કરવાં લાગ્યાં. જગત જાગી ગયું ને પોતાના પેટની ઉપાધિમાં યે પરોવાયું.

પરંતુ એકમાર્ગી ગોરખનાથ એકચિત્ત બનીને આગળ અને આગળ ચાલ્યો જાય છે.

એના હૈયામાં કારમો રોષ છે. મગજમાં કારમી આંધી છે. એની અક્કડ અને અણનમ જુવાની જેવી બેદરકાર સખ્તતાઇથી દુનિયા તરફ પીઠ ફેરવી ચૂકી હતી, એ આજ પોતાના ગુરૂથી પણ પીઠ ફેરવી ગઇ.

ઓહ ! શું જોયું હતું એણે ?

અકલ્પ્ય અને અસંભાવ્ય એવું દ્રસ્ય ! એની આંખોએ એને દગો તો નહોતો દીધો ને ?

ઓહ ! એ એક ક્ષણમાં કેવા કેવા આદર્શો જમીનદોસ્ત થઇ ચૂકયા હતા ?

કોઇ માનવી પોતાને જખમ કરનાર છૂરીને પ્રયાસે દાબી રાખતો હોય એમ નદીના તટ ઉપર એણે જોયેલું દસ્ય ગોરખનાથ ફરી ફરીને યાદ કરતો હતો.

ને એની નજર આગળ રમતી હતી ભાગિરથી. વિશ્વ માત્રના તિરસ્કારની હૂબહૂ પ્રતિમૂર્તિ સમી. જગત માત્ર ઉજ્જડ બન્યું હોય એવો નદીનો વિશાળ રેતનો પટ, ને એ પટમાં સૂતાં હતાં, એક નર અને નારી.

કલ્પનાસૃષ્ટિના કડાકાઓ એના માથાની આસપાસ જમીનદોસ્ત થતા આદર્શનાં ખંડિયેરો ચોપાસ વેરતા હતા. ધરતી જાણે કે વેદનાથી ધીકતી હતી.

શું જોયું હતું એણે ? કેમ જોવાયું એનાથી ? મચ્છેન્દરનાથ–મચ્છેન્દરનાથ હજારો જુવાનોને પોતાની પાછળ પાગલ બનાવનાર,

જીન્સીના કેફથી નશાબાજ બનેલી ભારતની ભૂમિ ઉપર ઠંડી તાકાતનાં તાજગીભર્યાં જળ સીંચવાની હામ ધરનાર! એક સ્ત્રીની પાછળ પાગલ બન્યો! ભાન ભૂલ્યો!

ને ગોરખનાથનાં મગજમાં ન સમજાય, ન સહેવાય એવો ઝંઝાવાત ચડ્યો.

આસમાનમાં સૂર્ય વાદળે છવાયો. જગત ઉપર જાણે કે શોકનાં કાળા સાજ સજાવા માંડ્યા. જગત માત્ર જાણે કે છોભીલું બન્યું. આસમાનમાં વાદળ ગાજવા માંડ્યું ને વીજ ઝબકવા લાગી. ગોરખનાથને એની કશી ગમ નથી.

ગુરૂના આચારવિચારોની વિરૂદ્ધતા, આદર્શનો દ્રોહ બે વાતો એની સમક્ષ તરવરતી હતી. સમસ્ત દેશનો ઉદ્ધાર કરવાની હામ ભીડનારો આજે જાતે પાગલ થયો!

વરસાદ પડવા લાગ્યો. ને હવામાં ઠંડી–ઠંડી–ઠંડી જામવા લાગી. ગોરખનાથ–વિચારાંધ ગોરખનાથ આગળ ને આગળ ચાલ્યો જાય છે.

કેટલા દિવસ થઈ ગયા હશે એને આમ ને આમ ચાલતાં, કોણ જાણે? પોતે ક્યાં જાય છે? કોણ જાણે? વાઘનો ઘુરકાટ સાંભળીને હરણી ચંચળ બનીને નાસે એમ એ ચાલ્યો જતો હતો. એ નદીથી દૂરદૂર, એ તટથી દૂરદૂર, એ ગુરૂથી દૂરદૂર ચાલ્યા જવું, નાસી જવું, ક્યાંય એકાંતમાં બેસી જવું એ એક માત્ર બુદ્ધિનો આછો આછો દીવો મૂઢ બનેલા ગોરખનાથમાં જાગતો રહ્યો હતો.

ને બસ, એ આગળ અને આગળ ચાલ્યો જતો હતો. ને ઠંડી વધી. વરસાદનાં ફોરાં હવામાં જામી ગયા. કરા પડ્યા. ઠંડી ધરતીથી વધારે ઉંચી ચડીને વાદળ જામી ગયાં ને ધરતીના જખમ ઉપર આસ્માન જાણે લૂણ ભરતું હોય એમ બરફ વરસવા લાગ્યો.

ઝાડોનાં પાદડાંમાં, જમીનના ઘાસમાં બરફ અથડાવા લાગ્યો, ધરતી ઉપર ખડકાવા લાગ્યો. ચોપાસથી હીમની ઠંડી આગથી જળી ગયેલાં પંખીઓ જમીન ઉપર પછડાવા લાગ્યાં. દોડતાં પશુઓ જમીન ઉપર પડી જવા લાગ્યાં ને આસમાનમાંથી વધારે ને વધારે ગાઢો બરફ પડવા લાગ્યો.

ગોરખનાથ તો આગળ ને આગળ ચાલ્યો જાય છે. એક વાર એ પડ્યો. એકાએક એ સભાન બન્યો ને પ્રકૃતિએ લીધેલું ઠંડા ફિન્નાનું રૂપ એણે જોયું.

ઘનઘોર જંગલમાં કાંઇ સૂઝ પડે એવું ન હતું. અંતરની અંદરની જેમ શરીરની બહાર પણ જાણે પ્રલયનાં હીમ વીંટળાવા માંડ્યાં.

ને ગોરખનાથ દોડવા લાગ્યો. બચવાનો એક માત્ર ઉપાય એ હતો. વેગથી શરીરની ગરમી ટકાવી રાખવી. વેગથી ક્યાંય પણ આશ્રયધામ શોધી કાઢવું.

ને જેમ ગોરખનો વેગ વધ્યો તેમ તોફાનનો ય વેગ વધ્યો. ધોળા તડતડતા પડદાની પેલીપાર વાદળ ગાજતાં હતાં, પવન સૂસવતો ને ઝાડો ઝાડ સાથે અફળાતાં હતાં.

ને ધરતી ઉપર અખંડ દોરાઓના તાણાવાણા વણાતા હોય એમ બરફ એકધારો પડતો હતો.

ક્યાંય સુધી ગોરખનાથ દોડયો હશે. આખરે એ થાકયો. એની શક્તિઓ શાંત હતી. જંગલ અનંત હતું. તોફાન અનંત હતું. બરફ અનંત હતો.

અનંત તત્ત્વોના કરાલ તાંડવમાં એ એકલો શાંત સપડાયો હતો. ને આખરે એ પડયો. ને એની કાયા બરફથી દટાવા માંડી.

પગથી માથે શીત ચડતાં થયાં. મીઠા જખમની મૃદુતાથી શરીર થીજવા લાગ્યું.

'શાંતિ–શીત–મૃત્યુ !' ગોરખનાથ બડબડયો. 'મૃત્યુ કેવું સુખદાયી છે ?'

ને ગોરખનાથને માથે બરફ ચડવા લાગ્યો.

ને થોડીવારમાં ધરતી ઉપર મીઠાના કયારા જેવી બરફની જાડી ચાદર સિવાય બીજું કાંઇ પણ દેખાયું નહિ.

[ ૪ ]

કંઇ વાર પછી—કેટલો કાળ ગયો એની ગોરખનાથને ખબર નહોતી—ગોરખનાથની આંખો ઉઘડી.

પહેલી ક્ષણ એને વરસાદનું તોફાન, બરફનો જામો, સૂસવતો પવન અને પોતાની એકલતા યાદ આવ્યાં. એણે ચોપાસ નજર ફેરવી. અત્યારે આમાંથી કાંઇ જ ન દેખાયું.

પોતે એક સુંદર બિછાના ઉપર સૂતો હતો. પોતાનું શરીર બરફની પ્રતિમાને બદલે ઉનું હતું. પોતાનું શરીર

ઉઘાડું હોવાને બદલે ઢાંકેલું હતું. પોતે જંગલમાં હોવાને બદલે એક નાના મકાનમાં હતો. પોતે એકલો હોવાને બદલે એક સ્ત્રી એની સુશ્રૂષા કરતી હતી.

થોડી વાર ઉઘાડી આંખો ને ઉજ્જડ ચહેરાએ ગોરખનાથ આ દૃશ્ય પચાવી રહ્યો. પોતાની સ્થિતિમાં થયેલું પરિવર્તન ધીમે ધીમે એના અંતરમાં ઉતરવા માંડ્યું.



પથારીમાંથી એ બેઠો થયો. એનું અંગેઅંગ કળતું હતું.

'સૂઈ રહો ભાઈ.' બાઈએ કહ્યું. ગોરખનાથને લાગ્યું કે આવો મીઠો ઘાંટો એણે કદી યે સાંભળ્યો ન હતો.

'હું ક્યાં છું? ક્યાં આવ્યો છું?'

'ભાઈ, હમણાં તમે છાનાંમાનાં સૂઈ રહો અને પછી પૂછો તો ન ચાલે?'

ગોરખનાથને પોતાને પણ લાગ્યું કે વાતો કરવા કરતાં ઉંઘ ખરેખર મીઠી થઈ પડે.

અર્ધ સુષુપ્ત આંખો વડે એણે બે સ્ત્રીઓને પોતાની પથારી આગળ બેસીને સગડી ઉપર તાપતાં જોઈ. બહાર તોફાન ઓસરી ગયું હતું. પરંતુ ઠંડી હજી ઓગળી ન હતી.

એક સ્ત્રી હતી આસરે......કેટલાં વર્ષની હશે? ...સ્ત્રીઓની ઉમરો અડસટવાનો ગોરખનાથને મહાવરો ન હતો. પરંતુ એની ઉમર પચીસથી ચાલીસ વર્ષની વચમાં ગમે તેટલી હોય. સંસારમાં

ક્યાંય સુધી ગોરખનાથ દોડયો હશે. આખરે એ થાકયો. એની શક્તિઓ શાંત હતી. જંગલ અનંત હતું. તોફાન અનંત હતું. બરફ અનંત હતો.

અનંત તત્ત્વોના કરાલ તાંડવમાં એ એકલો શાંત સપડાયો હતો. ને આખરે એ પડયો. ને એની કાયા બરફથી દટાવા માંડી.

પગથી માથે શીત ચડતાં થયાં. મીઠા જખ્મની મૃદુતાથી શરીર થીજવા લાગ્યું.

'શાંતિ–શીત–મૃત્યુ !' ગોરખનાથ બડબડયો. 'મૃત્યુ કેવું સુખદાયી છે?'

ને ગોરખનાથને માથે બરફ ચડવા લાગ્યો.

ને થોડીવારમાં ધરતી ઉપર મીઠાના કયારા જેવી બરફની જાડી ચાદર સિવાય બીજું કાંઇ પણ દેખાયું નહિ.

[ ૪ ]

કંઇ વાર પછી—કેટલો કાળ ગયો એની ગોરખનાથને ખબર નહોતી—ગોરખનાથની આંખો ઉઘડી.

પહેલી ક્ષણ એને વરસાદનું તોફાન, બરફનો જામો, સૂસવતો પવન અને પોતાની એકલતા યાદ આવ્યાં. એણે ચોપાસ નજર ફેરવી. અત્યારે આમાંથી કાંઇ જ ન દેખાયું.

પોતે એક સુંદર બિછાના ઉપર સૂતો હતો. પોતાનું શરીર બરફની પ્રતિમાને બદલે ઉનું હતું. પોતાનું શરીર

ઉઘાડું હોવાને બદલે ઢાંકેલું હતું. પોતે જગલમાં હોવાને બદલે એક નાના મકાનમાં હતો. પોતે એકલો હોવાને બદલે એક સ્ત્રી એની સુશ્રૂષા કરતી હતી.

થોડી વાર ઉઘાડી આંખો ને ઉજ્જડ ચહેરાએ ગોરખનાથ આ દૃશ્ય પચાવી રહ્યો. પોતાની સ્થિતિમાં થયેલું પરિવર્તન ધીમે ધીમે એના અંતરમાં ઉતરવા માંડ્યું. 34349

પથારીમાંથી એ બેઠો થયો. એનું અંગેઅંગ કળતું હતું.

'સૂઇ રહો ભાઇ.' બાઇએ કહ્યું. ગોરખનાથને લાગ્યું કે આવો મીઠો ઘાંટો એણે કદી યે સાંભળ્યો ન હતો.

'હું ક્યાં છું? ક્યાં આવ્યો છું?'

'ભાઇ, હમણાં તમે છાનાંમાનાં સૂઇ રહો અને પછી પૂછો તો ન ચાલે?'

ગોરખનાથને પોતાને પણ લાગ્યું કે વાતો કરવા કરતાં ઉંઘ ખરેખર મીઠી થઇ પડે.

અર્ધ સુષુપ્ત આંખો વડે એણે બે સ્ત્રીઓને પોતાની પથારી આગળ બેસીને સગડી ઉપર તાપતાં જોઇ. બહાર તોફાન ઓસરી ગયું હતું. પરંતુ ઠંડી હજી ઓગળી ન હતી.

એક સ્ત્રી હતી આસરે......કેટલાં વર્ષની હશે? ...સ્ત્રીઓની ઉમરો અડસટવાનો ગોરખનાથને મહાવરો ન હતો. પરંતુ એની ઉમર પચ્ચીસથી ચાલીસ વર્ષની વચમાં ગમે તેટલી હોય. સંસારમાં

સુંદરતા અને સુરમ્યતા કહેવાય છે એવું કોઇ અવ્યક્ત તત્ત્વ આ સશક્ત સ્ત્રીમાં હતું. એના અવાજમાં, એના ચહેરામાં, એના ડગમાં કૃતનિશ્ચયતા અને સ્વસ્થતા હતા.

આદર્શનાં આજ તો ખંડિયેરો બન્યાં હતાં. એક વાર એના આભઉંચા મિનારા ગોરખે ચણ્યા હતા. એની નીચે સનાતન કાળ માટે દટાયેલી પોતાની ઉછરતી જુવાનીની યાદગીરીમાં સંસ્કૃત કવિઓના સ્ત્રી–સૌન્દર્યના ખ્યાલો ગોરખનાથને આવવા માંડયા. 'હરણી જેવી ચંચળ ને ગભરૂ' 'કેળના સ્થંભ જેવી કોમળ'ને 'શિરીષના ફૂલ જેવી સુકુમાર' 'પૂર્ણિમાના ચંદ્ર જેવા ગોળ મુખવાળી' 'નિર્દૂષણા'.

કવિઓની એ કલ્પનાઓ આ સ્ત્રીમાં મૂર્ત નહોતી. આ સ્ત્રી હરણી જેવી ચંચળ નહોતી. પરંતુ હાથણી જેવી સ્વસ્થ અને બેપરવા હતી. કેળના સ્થંભ જેવી કોમળ નહોતી. હથેલીમાં દાબીએ ને ચૂંથાઇ જાય એવી કેળની કોમળતા ને ચકચકાટ આ સ્ત્રીના અંગમાં નહોતાં. એનામાં સિંહણ જેવી શક્તિ હતી. એને જોઇને પહેલી જ નજરે એની કોમળતા નહિ પરંતુ સશક્તતાનું તમને ભાન થાય એવી એ હતી. એનો ચહેરો 'નિર્દૂષણ' ન હતો, બાળકનો ન હતો, પરંતુ અનેક કડવી મીઠી યાદોથી સીંચાયેલો પીઢ હતો.

ગોરખનાથે મનમાં કહ્યું કે કવિઓની કલ્પનાસૃષ્ટિમાં આ સ્ત્રી સુંદર હો યા ન હો, સ્થૂળ જગતમાં તો એ નજરે જોવી ગમે એવી હતી. બીજી સ્ત્રી પહેલાંના જેટલી સશક્ત નહિ ને સામાન્યાઓ જેટલી દુર્બળ નહિ, એવી હતી.

અંગેઅંગ પથારીમાં જ્યારે જલવા લાગ્યું ત્યારે ગોરખનાથ જાગ્યો. એનું મિતાહારી જીવન અને એની તંદુરસ્ત કાયા એને અત્યારે ખૂબ સહાયભૂત થઇ પડ્યાં. જ્યારે એ પથારીમાંથી ઉઠ્યો ત્યારે બરફના તોફાનમાં એણે જેટલો કાળ ગાળ્યો હશે એમાંથી એક ક્ષણની પણ એના ઉપર અસર નહોતી રહી.

'માતા હું ક્યાં છું?' ગોરખનાથે પ્રશ્ન પૂછ્યો.

'ભાઇ, આ ગામનું નામ છે કુશપુર. અને તમને આ ગામથી થોડે દૂર બરફમાં દટાયેલાં જોઇને હું મારે ઘેર લાવી છું.

'આપનું નામ માતા?'

પેલી સ્ત્રી જરા હસી, 'મારૂં નામ વિષકન્યા.'

'વિષકન્યા! કેવું વિચિત્ર નામ!'

'વિષકન્યા હસી. 'મારૂં નામ વિચિત્ર છે ખરૂં ને? ઘણા એમ કહે છે.'

'માતા હું આંહી આવ્યો શી રીતે?'

'ભાઇ, હિમાલયના પ્રદેશમાં બરફનાં તોફાનો ખૂબ થાય છે અને કંઇક માનવીઓ એમાં રોળાઇ જાય છે, એટલે જ્યારે જ્યારે વધારે તોફાન થાય ત્યારે ત્યારે હું એક ટટ્ટુ ઉપર બેસીને આસપાસ ભમું છું. આવી રીતે આજે હું ભમતી હતી ત્યાં અમારા ગામથી થોડે દૂર તમને મેં બરફમાં અર્ધા દટાઇ ગયેલા જોયા. અને હું તમને મારે ઘેર લાવી.'

'માતા, મને આંહી આવે કેટલા દિવસ થયા ?'

'ત્રણ દિવસ.'

'ત્રણ દિવસ !'

'હા. ભાઇ, કેમ એમાં શું ? બરફના તોફાનમાં હીમાઇ ગયેલા માણસો તો સાત સાત ને આઠ આઠ દિવસ સુધી બેભાન પડ્યા રહે છે. ને ત્યાર પછી યે મહિના માસે આરામ પામે તો પામે. તમે તો ધન્ય છો બંધુ, કે કેવળ ત્રણ જ દિવસમાં તમે કશી યે અસર વિહોણા થઇ ગયા છો.'

'માતા, હવે હું રજા લઇશ. આપને વિષકન્યાને હું પ્રણામ કરૂં છું. એક બીજાં બહેન હતાં ને ?'

'હા. એમનું નામ અભંગા.'

'એ બહેનનેય હું વંદન કરૂં છું માતા. ગૃહપતિ ક્યાં છે ?' વિષકન્યા સહેજ હસી. 'આ ઘરમાં ગૃહપતિ નથી.'

'ગૃહપતિ નથી ? આપ એકલાં જ છો ?'

'હા.'

'વિધવા હશો.'

'ના. હું વિધવા યે નથી. કુમારી યે નથી. હું પરણેલી યે નથી.'

'ત્યારે ?'

'વિષકન્યાનો અર્થ તમને સૂઝતો નથી લાગતો ભાઇ?'

'ના.'

'ભાઇ, વિષકન્યા એટલે વેશ્યા. હું વેશ્યા છું'

સાપને જોઇને માણસ હેબતાઇ જાય એમ ગોરખનાથ ફાટે મુખે વિષકન્યાને જોઇ રહ્યો. પોતે શું એક વેશ્યાને ઘેર આવી ભરાયો હતો?

[ ૫ ]

ગોરખનાથને આંખે અંધારાં આવ્યાં.

પોતે સ્ત્રીઓના સંગદોષ ને સંસગદોષથી પણ દૂર રહેવાની પ્રતિજ્ઞાવાળો આજે ક્યાં જઇને ફેંકાયો.

સમાજની નીચામાં નીચી કક્ષાની, સ્ત્રીઓમાં પણ અધમ, સાક્ષાત પાપમૂર્તિ એક વેશ્યાને ઘેર!

ગોરખનાથના ઉજ્જડ ચહેરા સામે જોઇને વિષકન્યાએ સહેજ સ્મિત કર્યું. એ સ્મિતમાં કડવાશ હતી. કાંઇક ધિક્કારભર્યો તિરસ્કાર હતો.

'મહારાજ, તમે મારે ઘેર આવીને અપવિત્ર થયા છો?

હોઠ પીસીને ગોરખનાથ અદબ વાળીને ઉભો રહ્યો.

'મહારાજ' વિષકન્યા બોલી: 'આટલા બધા વિહ્વલ કેમ બન્યા છો? મેં તમારો તો જાન જ બચાવ્યો છે ને?'

ગોરખનાથને કાંઇક ભાન આવતું દેખાયું. એ ગમે તેવી હતી, ગમે તે હતી, પરંતુ એનો એના ઉપર તો ઉપકાર જ હતો. આવી હિણાયેલી વ્યક્તિના ઉપકાર નીચે આવવાની એની સ્થિતિ કરનાર ગુરૂ ઉપર એને નવેસરથી રોષ આવ્યો.

'હા. બાઇ મારા શરીરને તમે ઉગાર્યું છે.' વિષકન્યાના અવાજમાં સખ્તાઇ હતી.

'મહારાજ તમારા ત્યાગનું તમને સ્વમાન હશે. તમારી લોકસંગ્રહની ભાવનાનું તમને અભિમાન હશે. મને પણ મારૂં સ્વમાન છે. આપને મારે ત્યાં રહેવું હોય તો ખુશીથી રહી શકો છો. જવું હોય તો જઇ પણ શકો છો. પરંતુ મારા ઘરમાં રહીને તમે મારૂં અપમાન નહિ કરી શકો!'

'સ્વમાન? અપમાન?' ગોરખનાથથી બોલાઇ જવાયું : બીજી ક્ષણે એને પોતાનો અતીથિ-ધર્મ યાદ આવ્યો. ગમે તેમ તો ય પોતે એનો મિજમાન હતો.

વિષકન્યા બોલી : 'મહારાજ, 'એક વેશ્યાને સ્વમાન કે અપમાન જેવી વસ્તુ હોય છે એ જાણીને તમને તાજુબી થાય છે. હું ધારતી હતી કે સંસારથી પર રહેનાર કેવળ લોકસંગ્રહને જીવનકાર્ય માનનારા તમે અમારી વાત સમજી શકશો. પરંતુ તમે પણ આખરે તો પુરૂષ જ ને?

વિષકન્યા ગોરખનાથની સામે જોઇને બોલતી હતી. ગોરખનાથ જમીન સામે જોઇ રહ્યો હતો.

'સાંભળો મહારાજ, જ્યાં સ્ત્રીઓ પરતંત્ર છે ત્યાં વેશ્યાઓ થવાની જ. જે સમાજમાં સ્ત્રીઓને શરીર વેચીને પેટ ભરવું પડે છે એ સમાજમાં નિંદાપાત્ર સંસ્થા વેશ્યા નથી પણ સમાજ જાતે જ છે. હું આપને એક સમસ્યા પૂછું. મહારાજ તમે જ્ઞાની છો. જ્ઞાનથી મને જવાબ આપજો. કોઇ એક સ્ત્રી હોય, એના આત્માને બંધનમાં રાખવાને અને એના શરીરને ઘરની ચાર દીવાલોમાં જકડી રાખવાના માતાપિતા, નાતજાત, બ્રાહ્મણો, શાસ્ત્રો ને સમાજ તમામના પ્રયાસો છતાં પણ કોઇ સંસ્કાર બળે એ પોતાની સ્વતંત્રતા જાળવી રાખી શકી હોય, પોતાની સ્વતંત્રતા જાળવી રાખવા માગતી હોય, યથાશક્તિ લોકસેવા કરવા માગતી હોય, એવી કોઇ સ્ત્રી દિવસની અમુક જ ઘડી પોતાનું શરીર વેચી દ્રવ્ય કમાઇ લેતી હોય, એ દ્રવ્ય મારફત બને એટલી સેવા ને જન-કલ્યાણ સાધતી હોય તો ?'

'પણ શરીર વેચીને ?'

વિષકન્યા હસીઃ તમારાં લગ્નોમાં પણ સ્ત્રી પોતાનું શરીર વેચીને જ ઘર અને રક્ષણ મેળવે છે કે બીજું કાંઇ? લગ્નમાં તો શરીરનું સંપૂર્ણ વેચાણ છે. વેશ્યાવૃત્તિમાં વેચાણ એટલું સંપૂર્ણ નથી. તમે ગૃહસ્થ-પત્નીને સન્માનો એનો અર્થ તો એ કે તમે પરતંત્રતાને અભિનંદો છો, ખરું ને ?'

'લગ્ન જેવા પવિત્ર ધર્મ સંબંધ માટે તમે આવા શબ્દો કાઢો છો ?'

'મહારાજ, તમે પણ ગતાનુગતિક બુદ્ધિવાળા છો. જરા તમારી જુવાની સામે નજર કરો, જરા જગત સામે નજર કરો.'

'જગત સામે હું શા માટે નજર કરું ? જગતનો મેં ત્યાગ કર્યો છે. જગતની જંજાળોથી મારે શી લેવા દેવા ?'

'પઢો રે પોપટ સીતારામ. તો કે સીતારામ !' વિષકન્યા બોલી : મહારાજ, જગત સામે નજર નાંખવી ન જ હોય અને જગતની જંજાળો સાથે કશી યે લેવા દેવા રાખવી જ ન હોય તો પછી વનવગડામાં પશુની પેઠે રઝળવા કરતાં આપઘાત કેમ નથી કરતાં ? તમારાં હિસાબે તો આપઘાત કરનારાઓ વધારેમાં વધારે ત્યાગીઓ છે.'

ગોરખનાથે આ વાગ્બાણ નિમ્ન મુખે ઝીલ્યું. વાત સાચી હતી. કેવળ પોતાના શારીરિક વિકાસ માટે જગતનો ત્યાગ કરવાથી શું ફળ ? '

'મહારાજ, સાચો ત્યાગ તો એ છે, સ્વાર્થી જંજાળો છોડીને પરમાર્થી જંજાળોનો ઉકેલ કરવો. આપ એ કરો. આપ કરી શકો છો. મહારાજ, તમારામાં સંસ્કારોનું બળ છે. તમારામાં શારીરિક તાકાત છે. માનસિક તાકાત કેળવો. સ્ત્રીઓથી તમે દૂર નાસો છો, એને તમે ત્યાગ કહો છો. મહારાજ સ્ત્રીઓથી દૂર નાસવાને બદલે એમની અંદર ઉતરો. તમામ વેશ્યાઓ ખરાબ નથી હોતી. તમામ ત્યાગ સાચા નથી હોતા. તમામ શાસ્ત્રો સત્ય નથી હોતા. ને તમામ અનર્થો ગેરઇન્સાફ વગર નથી જનમતા.'

'માતા' ગોરખનાથે કદમ ઝૂકાવી પ્રણિપાત કરતાં કહ્યું: 'હું બાળક છું. મને માફ કરજો. મને સમજાવો.'

'મહારાજ, તમે મારા અતિથિ તરીકે રહો ગામની બહાર એક

સુંદર જગ્યા છે. એમાં તમે રહો. જગતનું કલ્યાણ તમે સાધવા માગતા હશો તો હું તમને સાચો રાહ બતાવીશ.'

'નમસ્કાર માતા,' ગોરખનાથ વિષકન્યાના અંગુઠાને સ્પર્શ કરી અભિવાદતા નમ્રતાથી બોલ્યો. 'હું બાળક બનીને શીખીશ.'

અને ગોરખનાથ કર સંપુટ કરીને વિષયકન્યાને પ્રણામ કરીને બહાર નીકળ્યો.

[ ૬ ]

**ગ**મે તેવા સંતાપિતોને પણ વાસો કરવો ગમે એવી આલ્હાદક એ જગ્યા હતી. દૂર સુ દૂર નાની મોટી ટેકરીઓની ધાર લંબાઇ લંબાઇને હિમાલય સાથે મળી જતી હતી. માતા વસુંધરાએ સજેલા પીળા પાલવ ઉપર લીલા રંગની ભાત પૂરી હોય એમ છૂટા છવાયાં ઝાડો આછા પવનમાં લહેરાતા હતા.

એક એકલવાયી ટેકરીની તળેટીમાં ઓરડીઓવાળો વિસામો હતો. ને એ વિસામામાં ગોરખનાથ બેઠો હતો.

લમણે હાથ દઇને એ બેઠો હતો. સામે દેખાતી ટેકરી ઉપર એની નજર હતી. પરંતુ એની આંખની કીકીમાં એ ટેકરીની તસ્વીર નહોતી. એને વિચારો આવતા હતા વિષકન્યાના.

પોતાની ઉમર તો હજી નાની હતી. હજી તો એની મૂંછમાં ને દાઢીમાં જુવાનીની કુંપળો ફૂટતી હતી. પણ જેટલી જીંદગી એણે ગાળી હતી, એ દરમ્યાન એની જીવન દષ્ટિ એક ધારી જ રહી હતી.

સ્ત્રીઓ પુરુષોના પતનનું કારણ છે. પુરુષોના ઉદ્ધાર સ્ત્રીઓના અલિપ્તિ અને શારીરિક વિકાસ સિવાય નથી થવાનો.

જીવનભરના આ સિદ્ધાન્તો, હાડેહાડમાં સિંચાએલી આ માન્યતાઓ, મગજના તારેતારમાં વણાઇ ગયેલી આ વાતો.

ને મચ્છેન્દ્રનાથ એનો ગુરૂ હતો. એણે જ એને આ વાતો શીખવી હતી.

ને મચ્છેન્દ્રનાથ તિલાથી ચલિત ન રહી શકયો.

ને પોતે વિષકન્યા આગળ શીર ઝુકાવ્યું !

કાંઇક હશે આ સ્ત્રીઓમાં. કંઇ હશે સ્ત્રીઓમાં ? કાંઇક શકિત, કાંઇક આકર્ષણ ? કાંઇક......

લમણે હાથ મૂકીને ગોરખનાથ બેસી રહ્યો.

એને ન સમજાયું. મનમાં શંકા જાગી હતી. શંકા પ્રબળ હતી. જીવનભરના સિદ્ધાન્તો સામે એકલે હાથે ઝઝુમતી હતી. ને એ શંકાનું શમન કરવાને માટે એની પાસે નહોતું જ્ઞાન, નહોતો અનુભવ.

ને જાણે કે એને દિવ્યચક્ષુ પ્રગટયાં.

ઘોર સંસાર સાગર કોલાહલતો હતો. ડૂબતાં, તરવા મથતાં, છતાં તરી નહિ શકતાં જાતે ડૂબતાં ને બીજાને ડૂબાડતાં સેંકડો માનવ–મત્સ્યો એની અંદર ઉભરાઇ વળ્યાં હતાં.

સમસ્ત સંસારથી દૂર રહીને પોતે એકલો એને આરે ઉભો આ તરફડાટ જોઇ રહ્યો હતો.

ને વિષકન્યાના શબ્દો એને યાદ આવ્યા.

'સંસારને સદંતર ત્યાગવો હોય તો આપઘાત કેમ નથી કરતા.'

ને આ તમામના દુઃખે સહ દુઃખી થવાને માટે પોતે એક શબ કરતાં જરાય વધારે ઉપયોગી હતો ખરો ?

કેવળ શારીરિક વિકાસ શું શ્રેય સાધી શકે ખરો ? તો મચ્છેન્દરનાથનું કેમ પતન થયું ?

કેવળ આત્મશ્રેય સાધના અને આત્મહત્યામાં કશો ફેર ખરો ? તો જગત ઉપર હજારો જોગેન્દર થઇ ગયા ને સંસાર તો હતો એવો જ રહ્યો.

આ બધા તર્ક વમળો પોતાને ક્યાં ખેંચી જાય છે એનું ગોરખનાથને ભાન ના રહ્યું. પોતાના જૂના સિદ્ધાંતો તૂટે છે કે મજબૂત થાય છે, જૂના સિદ્ધાન્તો તૂટતાં હોય તો એને સ્થળે નવા સિદ્ધાંન્તો આવે છે ?

ભ્રમિત મને, ભ્રમિત બુદ્ધિએ ગોરખનાથને જગત ચકરે ચડતું લાગ્યું.

સૂર્યનો અસ્ત થઇ ગયો એતું એને ભાન ના રહ્યું. રાત જામવા લાગી, એતું એને ભાન ના રહ્યું.

ને બહાર અંધારામાં કાંઇક સંચાર થયો. ગોરખનાથે ચમકીને જોયું. એક જુવતી એક હાથમાં ભોજન લઇને આવી હતી.

ગોરખનાથ ઉઠયો: 'આવો મૈયા' પ્રણામ કરીને એ બોલ્યો.

'મહારાજ આપને·સાટે હું ભોજન લાવી છું,' અભંગાએ જવાબ આપ્યો.

ને અભંગાએ ભોજનની થાળી ભોંય પર મુકી.

[૭]

**અ**ભંગાને પોતાના ભોજનની થાળી સાથે એ આવાસમાં આવેલી જોઇને ગોરખનાથ એકદમ ઉભો થઇ ગયો.

'અરે બાઇ તું કોણ છો? શા માટે મોડી રાત્રે તું આંહી આવી છે?'

'મહારાજ! હું શ્રીમતી વિષકન્યાને ત્યાંથી આપને માટે ભોજન લાવી છું. આપ ભોજન કરી લ્યો. પછી હું વાસણો લઇને જવાની છું.'

ગોરખનાથે એ જુવાન સ્ત્રી સામે રાતે જોવાની પ્રગટ અનિચ્છા બતાવવાની નેમથી પોતાની આંખ ઉપર હાથ મૂકયો: 'મારે ભોજન નથી કરવું, મને ભૂખ નથી.'

'મહારાજ, તમે હજી અશક્ત છો. જરા ભોજન તો તમારે લેવું જ જોઇએ.'

'ભૈયા જા. બ્હેન જા. મોડી રાતે સ્ત્રીઓ સાથે એકાંતમાં વાત કરવી પણ અછાજતી છે.'

જવાબમાં અભંગા હસી. ઇચ્છા નહિ છતાં ગોરખનાથે એ લંબગોળ ગોર વદનમાંથી વીજની રેખા જેવી દંતપંક્તિઓ જોઇ.

જરા વધારે તોરથી અભંગાએ માથું નમાવીને પ્રણામ કર્યા. 'બહુ સારૂં મહારાજ. વિદાય લઉં છું. ભોજનની થાળી મૂકી જઉં છું. એક સ્ત્રીના દર્શન માત્રથી આપનું બ્રહ્મચર્ય ખંડિત થઇ જાય એવું એ કાચું છે એની મને ખબર નહોતી મહારાજ.'

અભંગાનું વાગ્બાણ ગોરખનાથે સખત મુખે ઝીલ્યું. અભંગા તો ચાલી ગઇ. ગોરખનાથ એકલો રહ્યો. અભંગાનાં પગલાંના અવાજની પડધી સંભળાતી હતી.

પોતાનું બ્રહ્મચર્ય કાચની પેટીમાં પૂરી રાખવા જેવું, બતાવવા જેવું, પરંતુ કસોટી કરાવવા જેવું નહિ, એવું છે એવી અભંગાની કલ્પના ગોરખનાથને દુઃખકર લાગી.

થોડી વાર એ એમ ને એમ ઉભો રહ્યો. એકાએક એણે દોટ મૂકી અભંગાની પાછળ. અભંગા ધીમે ધીમે ગાતી ગાતી ગામ તરફ જતી હતી એને એણે પકડી. રૂપ અને રૂક્ષ બાવાએ એ બાઇનો હાથ પકડ્યો.

'ચાલ પાછી' એણે કઠોર અવાજે કહ્યું.

અભંગા ગોરખનાથના કરડા ચહેરા સામે જોઇ રહી.

ગોરખનાથના વર્તનનું વૈચિત્ર્ય એને ન સમજાયું. એક પણ શબ્દ બોલ્યા સિવાય એ એ બાવા સાથે પાછી ફરી.

પોતાની મઢૂલીમાં આવીને ગોરખનાથે એને કહ્યું : ' આંહી ઉભી રહે. હું ખાઇ લઉં. પછી થાળી લઇ જજે. '

અભંગા ઉભી રહી. ગોરખનાથે ખાવા માંડ્યું. નિયમ કરતાં વધારે વખત લઇને ગોરખનાથે ભોજન કર્યું. નિયમ કરતાં વધારે વખત લઇને ગોરખનાથે હાથમ્હોં ધોયાં.

' લઇ જાઓ આ થાળી મૈયા ' ગોરખનાથે કહ્યું. અને કહ્યા પછી એ હસ્યો.

ગોરખનાથે થાળી અને વાટકા એકઠી કરતી અભંગા સામે જોયું. અભંગાએ વાસણો હાથમાં લીધાં.

' મહારાજ હું જઉં છું. '

' પધારો મૈયા. મારી કઠોરતા માટે ક્ષમા કરજો. ને–ને...કસોટીથી હું મૂંઝાયો નથી હો મૈયા.'

અભંગા ખડખડાટ હસી પડી. 'અરે એટલા માટે તમે મારી પાછળ દોડ્યા હતા ? એટલા માટે તમે મને આંહી સુધી ઘસડી આણી હતી ? ખરેખર આપના હાથમાં આપનું બ્રહ્મચર્ય સલામત છે. આપને એ મુબારક હો !'

અભંગાના અવાજમાં કાંઇક ઉપહાસ જેવો રણકાર ગોરખનાથને લાગ્યો. એનો હોઠ સહેજ દાંત નીચે દેખાયો.

એકાએક શરીરમાં છૂપી રહેલી અશક્તિએ જાણે બહાર માર્ગ માગ્યો. ગોરખનાથને એકાએક ચક્કર આવ્યાં. એકાએક એની કાયા વિહ્‌વલ બની. જાણે કે હમણાં ભોંય પર એ પડી જશે!

પરંતુ અભંગાએ એને ઝીલી લીધો. આવતી બેભાનીના અર્ધભાનમાં ગોરખનાથને અભંગાના હાથની અશક્તિથી કાંઈક તાજુબી જેવું થયું.

અભંગાએ ગોરખનાથને જમીન ઉપર સુવાડ્યો. એના માથા ઉપર પાણી છાંટ્યું. અને પછી એનું માથું ધીમે હાથે દાબવા માંડ્યું,

ગોરખનાથની આંખો ઉઘાડી જોઈ અભંગાએ કહ્યું: 'તમે હવે આંખો બંધ કરી ઘો મહારાજ. હમણાં ચક્કર ઉતરી જશે.

અર્ધો એક કલાક એમ ને એમ વીત્યો.

[ ૮ ]

મધરાતનો સમય હતો.

અભંગા ક્યારથી ગોરખનાથનું માથું દાબતી હતી. એના મુલાયમ હાથમાંથી કોમળ વીજળી મધુર વેગે ગોરખનાથના બદનમાં જાણે નવાં જોમ ને નવી શક્તિ પૂરી રહ્યાં હતાં.

પરંતુ છૂપી છૂપી કાંઈક અસ્વસ્થતા જાગતી હતી. કાંઈક તનમનાટ પેદા થતો હતો. શું હતું એ? શરીરના એકેએક અવયવો ઉપર સંપૂર્ણ કાબૂ ધરાવતા એની ક્રિયાવિક્રિયાના એકેએક સૂત્રથી વાકેફ ગોરખનાથને સૂઝ ન પડી. આ અસ્વસ્થતા ક્યાંથી પેદા થાય છે?

મધરાત ગાજતી હતી.

બહાર કોઇ ભાનભૂલ્યાં, વખતભૂલ્યાં પંખી કલવરતાં હતાં. દૂરદૂરથી એકાદ કોયલ બોલી. જંગલમાં કોઇક વાર મધરાતે કોયલ બોલે છે.

હવે અભંગાના હાથમાંથી ગોરખનાથને કપાળે જાણે કાંટા ભોંકાવા લાગ્યા.

ગોરખનાથના હોઠ વધારે સખ્તાઇથી બીડાવા લાગ્યા. અંગમાં વધારે અસ્પર્શ્યતા આવતી દેખાઇ.

અભંગાને ગોરખનાથના અંગમાં ટાઢ આવતી લાગી. ' મહારાજ ! મહારાજ !' એણે બૂમ મારી. 'તમને શું થાય છે ?'

'કશું નથી. શું છે ? બૂમ કેમ પાડે છે ?' ગોરખનાથનો અવાજ કાંઇક ચીડિયો બન્યો.

અભંગાને આ ચીડ ન સમજાઇ. એને લાગ્યું કે ગોરખનાથ ધાર્યા કરતાં પણ વધારે વિચિત્ર તરંગવશ છે.

અભંગાએ ગોરખનાથને સૂતાં સૂતાં પોતાને તાકી રહેલો જોયો. એની આંખોની એકરાગી નજરે એને કાંઇક અસ્વસ્થ બનાવી. બાવામાં કાંઇક પાગલતા જેવું છે ?

ઘડી ગઇ. બે ઘડી ગઇ. ગોરખનાથ ઊભો થયો. 'માતા, મને હવે સ્વસ્થતા છે. આપ પધારો. આપ જઇ શકશો એકલાં ?'

'મહારાજ, રાત વીતી જવા આવી છે. પરોઢ પણ હમણાં જ થશે. હું જરા થોડી વાર રહીને જ જઇશ.'

ગોરખનાથ સાંભળી રહ્યો. થોડી વાર રહીને એ બોલ્યોઃ 'માતા, આપ હમણાં જ જાઓ એ બહેતર છે. કહો તો હું મૂકવા આવું.'

'કેમ મહારાજ, મને કાઢી મૂકવી છે?'

'માતા! બહેન! હું એક અજાણ્યો માનવી. મારી તમે ખાતરબરદાસ કરી. હું આપને શા માટે કાઢી મૂકું, ઇચ્છા હોય તો આપ આંહી રહો.'

થોડી વાર ગઇ. જરા જરા મ્હોંસૂઝણું થયું. અભંગા ઉઠી: 'મહારાજ, વિદાય લઉં છું.'

'પધારો.'

અભંગાને જતી ગોરખનાથ મઢૂલીના દરવાજામાંથી જોઇ રહ્યો. એ દેખાતી બંધ થઇ એટલે બોલ્યો.

'કેવી સ્વસ્થ સ્ત્રી છે.' થોડી વાર લમણે હાથ મૂકીને એ ઉભો રહ્યો.

'એક જ પળ......એક જ પળ......બુદ્ધિનો દોર જરાક પણ નરમ બને......'

## ૨ : ચારવાક

ગોરખનાથની વિષકન્યાએ જ્યારે સવારે તપાસ કરાવી ત્યારે એ ત્યાં નહોતો. વહેલી પરોઢમાં જો કોઇ એ ગામમાં બહાર નીકળ્યું હોત તો એમણે એક જુવાન જટાધારીને જોયો હોત.

ગોરખનાથ ચાલ્યો. જંગલો વીંધતો અને ખૂંદતો આગળ અને આગળ.

પોતાને એક કપરો અનુભવ થઇ ગયો. એ અનુભવની સરાણ ઉપર એના જૂના વિચારો જાણે ઘસાતા હતા. એ ઘર્ષણ-માંથી તણખા ઉડતા હતા. ને એ તણખા જાણે કે એના પૂર્વગ્રહો જલાવતા હતા.

'નબળાઇની એક જ ઘડી......પણ એમાં નબળાઇ શાની?'

'કોઇ માણસ નિષ્ક્રિયતાને પોતાનો જીવનધર્મ બનાવી શકે? તાત્ત્વિક પ્રેરણાઓના દબાણને ધર્મ લેખાવી શકે ખરો?

'કોઇ માણસ જીંદગીભર ઉપવાસને ધર્મ નથી માનતો. કોઇ માણસ જીંદગીભર કુદરતી જરૂરતોના દબાણને અવરોધવાનો ધર્મ ન માને. ત્યારે...ત્યારે......

'કેવળ એક જ વાસના, એક જ પ્રેરણાનો ત્યાગ એ ધર્મલક્ષણ કેમ મનાયું હશે ?'

ને એક જ આંચકા સાથે આ પોતાને ક્રાંતિકાર માનનાર, જૂની પ્રણાલિકાઓના બંધ તોડીને, પોતાને બહાર નીકળી સ્વચ્છ હવાના દમ ઘૂંટનાર લેખનાર જુવાનને સમજાઇ ગયું કે પોતે ક્રાંતિકારક નથી. પોતે કેવળ સુધારક જ છે ને એક સુધારકને સદાકાળ હોય છે એમ એના યુગના મૂળભૂત પૂર્વગ્રહોનાં તમામ બંધનોએ એને જકડી રાખેલો છે. એણે બંધનો તોડ્યાં હતાં. પરંતુ વિગતોના પાયા ઉપર ચણેલી ઇમારતના ઉપલા માળખાનું નીચેનું ભોંયતળિયું તો પહેલાના જેવું જ બંધિયાર હતું.

શા માટે આ ત્યાગને ધર્મ લેખવો ? શા માટે ધર્મને એવો પ્રકૃતિવિરોધી બનાવવો કે જેનો લોકો સદા ખાનગી ભંગ કરે ને જાહેરમાં ઉપદેશ કરે ? ધર્મ જો માનસ–બંધનનું સાધન હોય તો ધર્મ પણ શા માટે જોઇએ ?

અને ગોરખનાથ ચાલતો હતો ત્યાં ઉભો થઇ રહ્યો. એક ક્ષણ એણે આસમાન સામે નજર નાંખી. 'ઓ કિરતાર. મને જરા બતાવજે, હું સાચે માર્ગે જાઉં છું કે ખોટે ? ઓ ભગવાન !'

પણ ભગવાન ક્યાંય છે ? ભગવાન કોણ ? ધર્મોનો શિરોમણી, ને ધર્મ કોણ ? લોકમાનસને સદા પ્રગતિવિરોધી રાખનાર.

ધર્મ પ્રગતિવિરોધી છે ? સદાકાળ સર્વ યુગમાં તમામ પ્રગતિઓ, તમામ સુધારણા, તમામ વિચારપલટા, તમામ દિશા-

પલટા, જગતને જીવતું રાખનાર તમામેતમામ પરિવર્તન નાસ્તિકોએ સાધ્યું છે એમ હશે ?

સામેથી એક માનવી આવતો દેખાયો, વાર્ધક્યે એના આછા આછા વાળમાં ભસ્મના રંગ પૂર્યાં હતા. અનેક પ્રસંગોએ એના ચહેરા ઉપર અનેક કરચલીનાં લીસોટા પાડયા હતા. એ વૃદ્ધ હતો. ખૂબ ખૂબ વૃદ્ધ હતો. છતાં સ્વચ્છંદ વિહારથી એ ચાલ્યો આવતો હતો.

આવનાર વૃદ્ધ હતો. છતાં એનું વ્યક્તિત્વ જુવાન હતું. ગોરખનાથ એની આંખ સામે જોઇ જ રહ્યો. એની આંખો શાનદાર હતી. જાણે કે પારદર્શક લોખંડની પાછળ વીજળી પૂરાઇ.

'વત્સ,' આવનારે પૂછ્યું : 'વ્યગ્ર કેમ દેખાય છે ? તારૂં નામ શું ? ક્યાંથી આવે છે ? અસ્વસ્થ છો ?'

સહસા ગોરખનાથનું માથું નમ્યું. ભગવન્ ! મારૂં નામ ગોરખનાથ. વ્યગ્રતા જેવું કશું નથી. ભગવનનું નામાભિધાન ?'

'મારૂં નામ ? વત્સ, મારૂં નામ ચારવાક.'

કોઇ પણ દેશમાં, કોઇ પણ યુગમાં, ક્રાંતિકારનું નામ અને એની કીર્તિ લોકોમાં બીજા કોઇ પણ માણસની બીજા કોઇ જાતની કીર્તિ કરતાં વહેલામાં વહેલી ને બહોળામાં બહોળી ફેલાય છે. હિન્દુ ધર્મના, ભારત દેશના આ સૌથી પહેલા ઐતિહાસિક ક્રાંતિકારની કીર્તિ પણ ચોમેર પ્રસરી ચૂકી હતી. એ નામ સાંભળી ગોરખનાથ બે કદમ પાછો હઠી ગયો. જાણે કે એને કોઇએ છાતીમાં ફટકો માર્યો.

'ચા–ર–વા–ક' આવા માનવી સાથે આવા અચાનક મેલાપથી પેદા થયેલી નિર્મળ તાજુબીનો ઉભરો તરત જ શમ્યો. ગોરખ-નાથે પ્રણિપાત કર્યો : ભગવન્, અવિનય ક્ષમા કરજો.'

'વત્સ !' ચાર્વાકે માયાથી ગોરખનાથના શિર ઉપર હાથ મૂક્યોઃ 'મારાથી તું આટલો બધો શેહ કેમ ખાય છે ? શું હું આદમખોર છું ?'

'ભગવન્......'

'વત્સ ? તું લાંબા પ્રવાસે થાકી ગયો લાગે છે. અસ્વસ્થ હોય એમ દેખાય છે. ચાલ મારે ઘેર. હું રોજ સવારના ફરવા નીકળું છું. તેમ આજ પણ નીકળ્યો છું. મારૂં ઘર નજીક છે. ત્યાં તું આરામ કર, સ્વસ્થ થા અને પછી તારે પંથે જજે.'

ગોરખનાથ ચારવાકની સાથે ગયો. રાજ્યાશ્રયને ઠોકરે મારનાર, સર્વ શાસ્ત્રોને વિદ્વાન શાસ્ત્રીઓ સામે એકલે હાથે અણનમ જંગ ખેડનાર, હજારો વિવાદોનો વિજેતા, કંઇક બળવાઓનો નામચીન સરદાર, કંઇક તોફાનોનો મોવડી, કંઇક રાજ્યોનો આરોપી, ને આમવર્ગને જીસે અજોડ વર્ચસ્વ ભોગવનાર આવા નામીચા–પ્રસિદ્ધ કે નામચીન એ ગોરખનાથ નક્કી ન કરી શક્યો. માનવી સાથે વાત કરનાર એનો આવાસ જોવાને, એની રહેણીકરણી જોવાને, એની રીતભાત જોવાને ગોરખનાથને સ્વાભાવિક કુતૂહલ ને જિજ્ઞાસા થયાં. એક ક્ષણ એને પોતાના હૃદયમાં ચડેલી આંધી ક્ષુદ્ર લાગી.

ચારવાક ને ગોરખનાથ જતા હતા. ચોપાસ લીલા જંગલ ઉપરથી પડદો ઉપડતો હતો.

'વત્સ જો.' ચારવાકે ગોરખનાથનો હાથ પકડીને કોઇ નિર્મોહી આનંદથી ઉછળતા અવાજે કહ્યું : 'આસમાનમાં જાણે કે ચંપાની ધાર ઉપર ધાર ખડકાઇ રહીને એની પાછળથી સૂર્યનો ઉદય થઇ રહ્યો છે. આ તપોવન કેવું મનોહર લાગે છે ! વાહ, ખૂબ ખૂબ.' સૌન્દર્યના કેફની જાણે કે એ બુઝર્ગને મસ્તી ચડી હોય એમ નવી ખુમારીભરી આંખોએ એ આસમાન સામે જોઇ રહ્યો. ને એના અંતરમાં જાગતા આનંદસૂચક ઉંડા અને વધારે ઉંડા એ શ્વાસ લેવા માંડયો.

ગોરખનાથને આ આનંદ ન સમજાયો. એને કોઇ સૌન્દર્ય ન દેખાયું. આકાશમાં આ વખતે રોજ હોય છે એવાં વાદળાં હતાં. રોજ ઉગતો હતો એવો સૂર્ય હતો.

ગોરખનાથની ઠંડાશ ચારવાકથી અછાની ન રહી. એ ગોરખનાથ સામે જોઇને બોલ્યો : 'વત્સ ! તને પ્રકૃતિપૂજાનો શોખ નથી ખરૂં ને ? વત્સ, જે માનવી કુદરતનો આસ્વાદ નથી લઇ શકતો એ માનવી નથી રહેતો. એ કાં તો દેવ છે ને કાં તો રાક્ષસ છે. વત્સ, દેવોને માટે આ ધરતી નથી. ને રાક્ષસો આ ધરતી માટે નથી. પણ ચાલો આપણે જઇએ.'

થોડી વાર થઇ, અને તેઓ એક નાના ગામમાં આવ્યા. ગામને છેવાડે પરંતુ ગામથી થોડે દૂર એક નાનું ધાટીલું મકાન હતું.

'વત્સ, આ દેખાય છે એ મારૂં ઘર. ચાલો આપણે અંદર જઇએ.'

[ ૨ ]

એ મકાનની ડેલીની અંદર બરાબર મધ્યમાં આવેલા મકાનને ચારે બાજુ ફરતો ચોખંડ ચોક હતો. ચોકને ફરતી સફેદ રંગના પત્થરની કિનારી હતી, એની અંદર સર્વ કોઇ રંગનાં નાનાં મોટાં ફૂલો હતાં.

ચોકની વચમાં સુઘડ અને નાનું એવું મકાન હતું. ને એની દીવાલોની એકેએક તસુ જગ્યા લીલી વેલોથી છવાયેલી હતી. બાલ સૂર્યનાં સોનેરી કિરણોએ મકાનની પાછળ જાણે કે સુવર્ણના તારનો પડદો ઝુલાવ્યો હતો. નાજુક રમણીયતાને જાણે હમણાં જ વાચા આવશે. લીલી વેલોની વચમાં જાણે કે એક મોટું ફૂલ વિરાજતું હોય એવું એ મકાન પોતાની સુઘડ અને કોમળ રમણીયતાથી સજીવ બનીને આગંતુકનું હમણાં જ સ્વાગત કરશે.

એક ક્ષણ ગોરખનાથ–હવે ગોરખ–ચોકમાં ઉભો રહ્યો. ન સમજાય એવી તાજુબીનો કોમળ આઘાત એની આંખમાં જાણે પ્રગટ્યો. એના રૂક્ષ ચહેરા ઉપર પૂતળાંની અવાચકતા છવાઇ.

હૃષીકેશ પાસેથી સ્ફટિક શાં નિર્મળાં ભાગિરથીનાં પાણી દેવદારના જંગલમાંથી વહી જતાં એણે જોયાં હતાં.

નીલા આસમાન સામે ઉન્નત મસ્તકે સદેહે કૈલાસ પહોંચનાર હિમાલયની વનરાઇઓ એણે જોઇ હતી.

બદ્રીકેદારની ઉંચી ટેકરી ઉપરથી લીલમના જામમાં અનારનું શરબત ભર્યું હોય એવી કનખલની ખીણો એણે જોઇ હતી.

સાગના જંગલોમાં ગુંજન, ગોફન, ગોપન અને ગાયનમાં રાચતાં પંખીઓના મેળા એણે જોયા હતા.

ને છતાં યે ગોરખ તાજુબીના આઘાતથી એ મકાનની પાસે ઉભો રહ્યો. સૃષ્ટિની જડ વસ્તુઓમાં આટલું માર્દવ, ચેતનહીન પદાર્થોમાં આટલો પ્રાણ, અવાચ્ય વસ્તુઓમાં આટલી અબોલ વાચા એણે કદિ યે અનુભવી નહોતી.

આ અમોઘ સુંદરતાની અંદર ચાર્વાકનું વાર્ધક્ય ગોરખને નવી આંખોએ દેખાયું. એ શરીરવાર્ધક્યમાં એને જુવાની દેખાઇ. અનેક આફતોએ મૂકેલા લીસોટાઓ જેવી એની ચહેરા ઉપરની કરચલીઓમાં એને યૌવનનો સાચો તનમનાટ દેખાયો.

ને ગોરખને સમજાયું કે આ બુઝર્ગ નર શરીરે કોઇ નરસિંહ જેવો ભાસતો છતાંયે પોતાનાથી યે જુવાન છે.

તરંગી સ્મિત કરતાં ચારવાક ગોરખ સામે જોઇ રહ્યો હતો. એની તાજુબી એનાથી અછાની રહી નહોતી.

'કેમ વત્સ ! મારા જેવા રાક્ષસનો આવાસ તો તેં કોઇ ડુંગરાળ ખડકોની અંદરની ગુફામાં જ કલ્પ્યો હતો ખરૂં ને ?'

ચારવાક ! સમાજના નીતિશાસ્ત્ર સામે બળવો ઉઠાવનાર, ધર્મ સામે માથું ઉંચું કરનાર, સમસ્ત જગતના તંત્રધારી ઇશ્વરની હયાતીને માટે પણ શંકા ઉઠાવનાર, જે જાતિમાં નહોતો માનતો, જે ધર્મમાં નહોતો માનતો, જે રાજસત્તામાં નહોતો માનતો, જે પ્રભુમાં નહોતો માનતો, એ માનવી રાક્ષસ જ ને ? એ રાક્ષસ તો કોઇ ડુંગરાના પત્થરોમાં રહેતો હોય, ભયંકર

હોય, આદમખોર હોય. ચારવાકની વાત સાચી હતી. ગોરખે ચાર્વાકનો આવો આવાસ કલ્પ્યો ન હતો. ચારવાકને આવો કલ્પ્યો ન હતો.

'વત્સ', ચારવાકે કહ્યું : 'મારા મકાનમાં તારું સ્વાગત હો ! વત્સ, નિઃશંકે તું પ્રવેશ કર આ મકાનમાં. હું રાક્ષસ નથી. તને કશી ઇજા નથી કરવાનો.'

'ભગવન, અકલ્પ્યને સાકાર બનેલું જોઇને મને આશ્ચર્ય થયું એ અવિનય ક્ષમા કરજો. આપ આવી કુંજમાં વસતા હશો એવો ખ્યાલ તો કહો ક્યાંથી જ આવે?'

'વત્સ ! આવ આપણે બેસીએ. તું જરા સ્વસ્થ થા.'

ચોકની અંદર એક ચટાઇ બિછાવીને બન્ને એની ઉપર બેઠા.

ગોરખ એ ગૌર દાઢી અને એ શાનદાર ચહેરા સામે જોઇ રહ્યો. એને લાગ્યું કે દિગમ્બરી સંપ્રદાયનો સ્થૂળ વિકાસ કદિ યે ન સાધી શકે એવી આ ઓલાદ હતી શિયાળાની ઠંડીમાં હોલવાયેલી આગના છેલ્લા તણખા જેવી આવી માનવીની ઓલાદ આ જગતમાં તો અનન્ય ને અસર્જનીય હતી. એ છેલ્લો તણખો જેટલો તીખો આનંદ આપે, એટલો સ્વચ્છ આનંદ ગોરખને આ સ્વચ્છંદે બેઠેલા નરસિંહના દર્શનથી થયો.

'ભગવન ! બીજું તો શું કહું? આપ જો રાક્ષસ હો, તો આ અવનિ ભલે રાક્ષસોથી જ વસાયેલી હો.'

ચારવાક હસ્યો. 'બેટા ! હું તો અવિદ્વાન છું. જગતના તંત્રની

પ્રત્યેક વિગતનો મર્મ સમજવાનો મહત્ત્વાકાંક્ષુ માત્ર છું. અને રાક્ષસો તો વિદ્વાનો જ હોય છે.'

ગોરખના ચહેરા ઉપર અશ્રદ્ધા છવાયેલી જોઇ ચારવાકે કહ્યું: 'વત્સ ! શાસ્ત્રો એટલે સત્યની પેટી. એ પેટી બંધ છે. એને તું ઉઘાડી જો. સત્ય છૂપાતું નથી. માત્ર શિરસ્તાઓનાં ખંડિયેરો નીચે દટાય છે. તારી બુદ્ધિના કુઠારથી તું એ ખંડિયેરોને ખોદીશ ત્યારે એ તને મળશે. જ્યારે એક વાર તને મળશે ત્યારે એની ખુમારી તને જગત માત્રના તમામ તંત્રનો સંહાર કરવાને પણ તૈયાર બનાવશે. વત્સ, તું શોધ અને તને મળશે; તું સવાલ કર અને તને જવાબ મળશે.'

'ભગવન, શું આપ સ્વમુખે કહો છો કે શાસ્ત્રો એ સત્યની પેટી છે ? આપના જેવો—'

ચારવાકે સ્મિત કર્યું. 'બેટા ! શાસ્ત્રો, ગાથાઓ, ઇતિહાસો તમામે તમામ માનવીઓના અનુભવોનું બયાન છે. પરંતુ યુગેયુગે સત્તા પલટાય છે. સત્તા પોતાની જોરતલબી મુકરર રાખવા એ અનુભવોનો ખોટો અર્થ બેસારીને ફેલાવે છે. જ્યારે સત્તા નથી રહેતી ત્યારે છેલ્લી સત્તાના યુગના અર્થો જ કાયમ રાખવામાં આવે છે. એનું નામ પ્રણાલિ.'

'પણ આપ તો શાસ્ત્રોના વિરોધી છો એમ લોકકથન સાંભળ્યું છે.'

'અને એ સાચું પણ છે. શાસ્ત્રોમાં સનાતન સત્ય જેટલું છે એટલું તો આજે સ્વયંબુદ્ધિથી પણ આપણને સૂઝવાનું જ છે.

જેટલું સુગતથ્ય છે એટલું આજે નકામું છે. માટે જ શાસ્ત્રો નિરૂપયોગી છે. માનવસમાજને ઉપયોગનાં નથી.'

'ભગવન, વાત નથી સમજાતી. આપ કહો છો કે શાસ્ત્રો અનુભવનું બ્યાન છે. આપ કહો છો શાસ્ત્રો નિરૂપયોગી છે. પરસ્પર વિરોધાભાસ નથી લાગતો ?'

'શાસ્ત્રોમાં કથાભાગ સત્ય છે. બોધભાગ વિ–સત્ય છે. અસત્ય નહિ. પરંતુ વિકૃત સત્ય છે. દાખલા તરીકે પિતાની આજ્ઞા પાળીને રામ વનવાસમાં ગયાની ગાથા આપણે ત્યાં બહુ જૂની છે. રામને આપણે એ માટે પિતૃભક્ત પણ કહીએ છીએ. પિતૃભક્તિના અનન્ય દૃષ્ટાંત તરીકે એ કથા આપણે વારંવાર કહીએ છીએ. પરંતુ જે રીતે કથા ચાલે છે એ રીતે તો એમાં સાચી ભક્તિ ક્યાં હતી ? પિતા પોતે મૃત્યુ પામ્યા. રામ દુઃખી થયા, રાજ્ય બાર વર્ષ સૂનું રહ્યું, અને રામે લોકોની વ્યાપક માગણીને ધુતકારી કાઢી. વસ્તુતઃ એ પિતૃભક્તિ હોવાને બદલે તો એક પ્રકારનો આપઘાત જ હતો. રામાયણની કથા વસ્તુતઃ આખી યે આત્મલક્ષી છે. એક સ્વછંદી રાજકુમાર પોતાની ધૂનમાં આખા રાજ્યને, આખા કુટુંબને કેમ અવગણે છે, એની એ વાત છે. આત્મલક્ષી વાતને ધ્યેયલક્ષી માનવી, મનાવવી અને માનવતરંગોને અર્થહીન ધ્યેયપદે સ્થાપી એની પ્રણાલિ–પૂજા કરાવવાનું કામ શાસ્ત્રોએ કર્યું છે. શાસ્ત્રોમાં સત્ય એટલું, બેટા, કે કોઇએ રામ જેવા પિતૃભક્ત, એકપત્નીવ્રતધારી રાજા, કે બત્રીસલક્ષણા ન બનવું. શાસ્ત્રોમાં અસત્ય એટલું કે એનો આદેશ છે કે સહુએ રામ જેવા પિતૃભક્ત, પત્નીભક્ત, ને રાજા થવું. બહુ જ સામાન્ય બુદ્ધિના પિતાઓ જ રામાયણને શાસ્ત્ર તરીકે માને.

બહુ જ સામાન્ય સ્ત્રીઓ સીતાને આદર્શપદે સ્થાપે. બેટા, જગત સામાન્ય બુદ્ધિના માણસોથી જ ભરાયું છે. એની પાસે અન્વેષકની ચાળણી નથી, એટલે જ શાસ્ત્રોનું ઉત્થાપન એ જ કર્તવ્ય છે.'

[૩]

બહારથી એક વૃદ્ધ વિપ્ર આવ્યો. 'કેમ પંડિતજી ?' એણે સાદ પાડ્યો.

'આવો આવો, દેવદત્તજી, આજ આ બાજુ ક્યાંથી ?'

'હા. આજે જરા ભોજન નિમંત્રણ આપવા આવ્યો છું.'

'કોને, મને ?'

'હા.'

'કેમ કાંઇ નિમિત્ત ?'

'આજે વડીલનું શ્રાદ્ધ છે.'

'અને એ માટે મને ભોજન નિમંત્રણ આપવા આવ્યા ?'

'હા. નહિતર શા સારૂ આવું ?'

'આપ મને જમાડશો તે વડીલને પહોંચશે ?'

'હાસ્તો. બ્રાહ્મણને જમાડીએ તે પૂર્વજને પહોંચે.'

'વડીલ ક્યાં બિરાજતા હશે ?'

દેવદત્તજી જરા રોષથી ચારવાક સામે જોઇ રહ્યા. 'પંડિતજી ! મારા જેવા વૃદ્ધની પણ મશ્કરી ? વડીલને તો સ્વર્ગવાસી થયાંને પણ દશ વર્ષ થઇ ગયાં છે.'

'સ્વર્ગ તો આંહીથી લાખો જોજન દૂર હશે.'

'હાસ્તો. છેક કૈલાસની પણ ઉપર.'

'ત્યારે દેવદત્તજી, મારા એક સંબંધી આંહીથી માત્ર સો જોજન જ દૂર વસે છે. આપને જમાડું તો એ ભોજન એમને મળશે ?'

'મૂર્ખ છો ? કોઇને જમાડીએ તે વળી બીજા કોઇને પહોંચતું હશે ખરું ?'

'બરાબર દેવદત્તજી હું તો છેક નાનો હતો ત્યારે આપનો જ વિદ્યાર્થી હતો. હું મૂર્ખ છું. હું નથી સમજતો કે એક વિપ્રના ઉદર દ્વારા ભોજન જો સો કોશ પણ નથી પહોંચતું તો લાખ જોજન કેમ પહોંચશે ?'

ગોરખથી આ તર્ક આગળ સ્મિત કર્યા સિવાય ન રહેવાયું. દેવદત્ત પણ છોભીલા જેવો પડી ગયો. 'અરે તું તો હજી એવો ને એવો જ રહ્યો. પૂછ, પૂછ ને પૂછ જ કર્યા કરે છે. મૂર્ખ છો. શ્રાદ્ધનું ભોજન તો વ્યવહારનું છે. હું તારે ત્યાં ખાવા આવું ને તું મારે ત્યાં ખાવા આવે. એમાં સ્વર્ગ સુધી તું ક્યાં પહોંચ્યો ?'

'તો પછી દેવદત્તજી, બિચારા વડીલને ખાવાની વાતમાં વચમાં શું લાવો છો ?'

'હું તને કહી દઉં છું. તું પંડિત ભલે હો, પણ મારી પાસે તો બાળક છો. સમજ્યોને. પૂછ પૂછ ન કરવું તારે મને. અને જો, જમવાનું મધ્યાન્હે થશે. અને જરા પંડિત, મારે થોડાં ફૂલ જોઇએ છે.'

'કેમ ?'

'આ અમારા મંદિરમાં તો ફૂલ થાય છે કરેણના. તારે ત્યાં ફુલવાડી સારી છે. જરા વિષ્ણુપૂજામાં ફૂલ જોશે. હોમ કરશું એમાં પણ જરા આ ગુલાબનાં ફૂલ ને બકુલ ને શીરિષ અંદર આહૂતિમાં નાખશું.'

'કેમ ? બિચારાં ફૂલોને વળી આગમાં શું કામ નાખશો ?'

'વડીલ સ્વર્ગે પહોચે. ખબર નથી ને શાસ્ત્રની વાતમાં જાણે હું ડાહ્યો. શાસ્ત્રની વાતમાં તો ન સમજાય ત્યાં કુતર્ક ન કરીએ. ચૂપ રહીએ.'

'कुसुमं चेदाहूतं स्वर्गं यजमानो व्यतरिष्यति।
स्वपिता यजमानेन तदस्मात्किं न हन्यते।'

ચારવાકે જરા હસતાં હસતાં કહ્યું.

'શું કહ્યું ?' દેવદત્તજીને ચારવાકના અવાજમાં કાંઇ વ્યંજનાની ગંધ આવી હતી. પરંતુ એમનું સંસ્કૃત ભાષાનું જ્ઞાન પણ પોતે જ જાણતા હતા એટલા શ્લોકો પૂરતું જ હતું. 'એ શ્લોક ક્યાંથી લાવ્યો ? આપણે તો નથી સાંભળ્યો ક્યાંય ?'

'દેવદત્તજી ! હું એક ગ્રંથ લખી રહ્યો છું. ગ્રંથનું નામ નથી મુકરર કર્યું. આપની વાત સાંભળી મારો રચેલો મારા ગ્રંથનો એ શ્લોક મને યાદ આવ્યો.'

'એનો અર્થ શું ?'

'એનો અર્થ એ થાય છે કે: ફૂલોની આહુતિઓથી યજમાન સ્વર્ગે પહોંચે છે એવી માન્યતા છે. જો આહુતિઓથી જ સ્વર્ગે પહોંચાતું હોય તો પછી યજમાન પોતાના પિતાની જ આહુતિ આપી દે તો ખોટું શું ?'

દેવદત્તની જબાન તાળવે ચોંટી ગઇ. એના રોમેરોમમાંથી હજાર હજાર વર્ષોનો રોષ આ નવા વિચારક સામે પ્રજ્વલી ઉઠ્યો: 'દુષ્ટ ચાંડાળ, દેવનિન્દક ! ખબરદાર છે જો આજથી મારે ઘેર તેં પગ મૂક્યો છે તો ? આવીશ માં મારૂં ઘર અપવિત્ર કરવા કોઇ દિવસ આવીશ માં !'

અને લાકડી પછાડતો ડોસો ક્રોધથી કંપતો ચાલ્યો ગયો. એની લાકડીના ધબકારા ચારવાકના એની પાછળનાં મુક્ત હાસ્યના સ્વૈરવિહારી પડઘાની અંદર ડૂબી ગયા.

[ ૪ ]

એક ક્ષણ ગોરખ મૂક બેસી રહ્યો અને ચારવાકના હાસ્યના પડઘાઓને દૂર દૂર રમતાં બાળકોના કિલબિલાટ જેવા દૂર સરતા એ સાંભળી રહ્યો. એ એક અટ્ટહાસ્યે ગોરખ ચારવાકને એના સ્વયંસ્વરૂપમાં પારખી શક્યો.

ચારવાક પૃચ્છક હતો. પ્રણાલિઓની બેવકૂફીને પ્રગટાવનાર શબ્દ–સલાટ હતો.

અનેકોના રોષ છતાં, અનેકોની તરકીબો છતાં, હજારો વાર જલાવી દીધાં છતાં, એના એક શબ્દના ઉચ્ચાર માટે આકરામાં આકરા દંડની શિસ્તના ચોગઠાંઓ ગોઠવાયાં છતાં પણ ચાર્વાકના જે છૂટાછવાયા શ્લોકો આજ પણ રાજ્યાશ્રયી સંસ્કૃત સાહિત્યમાંથી ભૂંસી શકાયા નથી, એવા સેંકડો પ્રણાલિકાવાદ ઉપરના વીંછીના ડંખ જેવા શ્લોકોથી ભરપૂર ચારવાક ગ્રંથ આજે સંપૂર્ણ ઉપલબ્ધ નથી. ઉપલબ્ધ હોત તો આજેય પણ એ ગ્રંથ નવજુવાનોને માર્ગદર્શક થઇ પડત. ચારવાક તો એનું ઉપનામ. એ ઋષિનું મૂળ નામ બૃહસ્પતિરવા અને બૃહસ્પતિની બુદ્ધિ તો આજેય ક્યાં સતેજ નથી મનાતી?

ગોરખને નહોતી ખબર એ ગ્રંથની કે નહોતી ખબર એ ગ્રંથ દ્વારા પૂછાએલો અને જવાબો વગરનો જ રહી ગયેલો શાસ્ત્રોના ખમીર સમો શાસ્ત્રોની હીરની દોરી સમો એ અખંડ પ્રશ્નપ્રવાહ. પરંતુ ગોરખને એક વાત સમજાઈ ગઇ. આ એક માનવી હતો કે જે ગમે તેવા કપરા સવાલોથી યે મૂંઝાતો નહોતો. ગમે તેવા રૂઢ વિચારોનો સામનો કરવામાં પાછી પાની કરે એવો નહોતો.

એણે હાથ જોડીને પૂછ્યું. ' ભગવાન, એક પ્રશ્ન પૂછવો છે. એક શંકા છે. આપ જ તેનું સમાધાન કરો.'

' પૂછો.'

' ભગવન, સમાજમાં સ્ત્રીનું સ્થાન કયું ?

'બેટા ! તારા સવાલનો જવાબ પ્રશ્નથી જ આપું. સ્ત્રીઓનું સ્થાન કયું નહિ?'

'લગ્નો કરવાં જરૂરનાં ખરાં? ભગવન, મારું સમસ્ત ભાવી જીવન આ એક સવાલ ઉપર અવલંબે છે.'

'વત્સ! લગ્ન એ વ્યક્તિગત પ્રશ્ન છે.'

'લગ્ન એ સામાજિક બંધન નહિ?'

'હું સમજું છું, મારી બુદ્ધિ જાય છે ત્યાં સુધી નહિ. બન્ને પરણનારાંઓએ જ નક્કી કરી લેવાની એ વાત છે. મારી દ્રષ્ટિએ લગ્ન એ એ સ્થિતિ છે કે જે વર અને વધૂએ સ્વેચ્છાથી પરસ્પરનો વધારેમાં વધારે સર્વદેશીય અથવા તો એકદેશીય લાભ લેવા માટે નક્કી કરેલી હોય તે.'

'ભગવન્, નથી સમજાતું.'

'વત્સ! તારી દાનત જ હોય કે તારે મારી પાસેથી ખુલાસો મેળવવો તો તું મને તારી જીવનકથા કહે.'

ગોરખે પોતાની કથા કહી. એ કથા વાંચકોથી અજાણી નથી. સમસ્ત કથા સાંભળીને ચારવાકે કહ્યું: 'ગોરખ, તારા સવાલનો જવાબ તારે જોઈએ છે?'

'એ જ વાંછના છે.'

'તો તારા તમામ પ્રશ્નોનો જવાબ તને મળે એવો માર્ગ બતાવું?'

'ફરમાવો.'

'તું વિષકન્યા સાથે ત્રણ માસ એકાંતમાં રહે.'

'શું કહો છો?' ગોરખને આ આજ્ઞા નીલા આસમાનમાંથી વીજળી પડે એવી લાગી.

'સ્વાનુભવ વગર જ્ઞાન નથી, ગોરખ.'

ગોરખે માથું નમાવ્યું. 'આજ્ઞા ભગવન્.'
'ત્રણ માસ પછી તું વિષકન્યા સાથે મારી પાસે આવજે.'

ગોરખે મસ્તક નમાવ્યું. ચારવાકે એના મસ્તક ઉપર હાથ મૂકયો. દૂરથી કયાંકથી કોયલ ટહુકી.

[ ૫ ]

**ગો**રખે વિષકન્યા સાથે ત્રણ માસ એકાંત સેવવાની ચારવાકની આજ્ઞા સાંભળી. લગ્ન સંબંધી એ જુવાનનું જ્ઞાન મર્યાદિત હતું. એ એકમાત્ર વિધિ ઉપર પાવિત્ર્ય અને ધર્મના ઢોળ ચડયા હતા. પરંતુ લગ્ન પરત્વેની પ્રત્યેક જવાબદારીઓ, એમાંથી નિષ્પન્ન થતી પ્રત્યેક પરિસ્થિતિ પરત્વે સમાજે કેવળ મૌન સેવ્યું હતું. શબ્દ એ બ્રહ્મ છે, એ સૂત્રના પૂજારીઓએ 'લગ્ન' શબ્દને બ્રહ્મમય, મહાપવિત્ર, મહાધાર્મિક અને મહાતારક લેખાવ્યો હતો—ને એ શબ્દથી સૂચિત થતી બધીએ સ્થિતિના જ્ઞાનને અસાર, નિરર્થક, મલિન, શરમભરેલું, અણછાજતું અને અવિવેકી ઠરાવ્યું હતું.

એ એ સમાજ હતો—એ કાળનો, એ ધર્મનો અને એ

શાસ્ત્રોનો પૂર્વજપૂજક. એ સમાજ હતો કે જેમાં લગ્ન અને બ્રહ્મચર્ય બન્ને એકી સાથે, એકી સમયે વિદ્યાર્થીઓને ઉપદેશાતાં હતાં.

ગોરખને આ સમજાતું ન હતું. એક મહા મલિન પુંજ ઉપર હીરનો પાલવ પથરાયો હોય એમ અનુચિત મનાયેલા જ્ઞાનના પ્રત્યક્ષ અનુભવ-પુંજ ઉપર એક શબ્દમાત્રના સુંદર આવરણ સમા લગ્નથી એ દૂર અને દૂર નાસતો હતો. લગ્ન શબ્દની સાથે સંકળાયેલી સ્ત્રીથી પણ એ દૂર રહેવામાં માનતો હતો. સ્ત્રીના સંસર્ગમાં એ પતન વાંચતો હતો.

અને જો એની માન્યતા સાચી હોય તો વિષકન્યા સાથેના સંસર્ગની આજ્ઞા શા માટે?

અને જો એની માન્યતા જૂઠી હોય તો-તો-તો

'ભગવન્! ગોરખે હાથ જોડી પૂછ્યું, 'આપની આજ્ઞાની પાછળનો હેતુ શું છે?'

'હેતુ!' ચાર્વાકે જવાબ આપ્યો. હેતુ તો એ કે વત્સ કે તને સાચો અનુભવ થશે.'

'ભગવન્!' મારો પ્રશ્ન તો એ હતો કે લગ્ન ધાર્મિક કે સામાજિક બંધન ખરૂં કે નહિ?'

'અને વત્સ, મારો જવાબ એ છે કે એનો ઉત્તર પણ તું તારી જાતે જ શોધી લેજે. મારા મકાનના પ્રવેશદ્વાર ઉપર શું લખ્યું છે એ વાંચ. મારો એ મુદ્રાલેખ છે.'

ગોરખની નજર પ્રવેશદ્વારના ઉપરના ભાગ ઉપર ગયેલી નહિ. એણે એક નજર નાંખી. દીવાલમાં અક્ષરો કોતરીને એમાં લાલ રંગ પૂરવામાં આવ્યો હતો. ગોરખે અક્ષરો વાંચ્યા 'તું પૂછ અને જાતે જવાબો શોધ.'

ગોરખ ઉભો થયો. ચારવાકના કદમમાં શિર ઝૂકાવીને બોલ્યો : 'ભગવન્ ! આજ્ઞા માગું છું. આદેશ આપો છો ?'

ચારવાકે ગોરખના મસ્તક ઉપર હાથ મૂકયો. અને કહ્યું : 'વત્સ, હું ઉપદેશક નથી. અન્વેષક છું. આદેશ, વત્સ, એટલો છે કે ઉગતી જુવાનીમાંથી તું જે સત્યને પંથે ચડયો છે એ પંથ ત્યાગીશ મા. વત્સ, ધન્ય છો કે મારી માફક તારે અનેક અટવીઓમાં અથડાવું નથી પડયું. સુભગ છો ને એ ભાગ્ય જાળવી રાખજે.'

ગોરખે માથું નમાવ્યું. ચાર્વાકના અવાજમાં થોડો એક કંપ આવ્યોઃ ભીના, જરા વધારે મમતાળુ સ્વરે ચારવાકે કહ્યું :

'વત્સ, પ્રયાણ કરો. વિજય કરો—ને બરાબર ત્રણ માસ પછી હુ તમારી રાહ જોઇશ.'

[૬]

પૂરાં ૭ વર્ષ નહોતાં થયાં હજી ગોરખને કે જયારે પહેલી જ વાર સોળ સત્તર વર્ષની ઉમરે એ પોતાના સુખી માબાપના ભર્યા ઘરમાંથી મચ્છેન્દરનાથની હાકલનો પડઘો પાછો ફરતો હોય એમ ચાલી નીકળ્યો હતો.

ને આજ પોતાની જીંદગીની બાવીસ વર્ષની ઉમરે ફરી વાર ચાલી નીકળતો હતો.

યુગયુગ જાણે કે એની પહેલી હિજરતને થઇ ગયાં એને લાગ્યાં. ન સમજાય એવા અંતઃતાપે તપેલો એ જુવાન પહેલી વાર ઘરમાંથી નીકળી ગયો હતો. અસ્પષ્ટ તિરસ્કાર, શબ્દોમાં ન મૂકી શકાય, પ્રકાર ન પારખી શકાય એવો સંતાપ એને પીડી રહ્યો હતો. આ બધું જે પૂર્વજોને નામે, ધર્મને નામે, રૂઢિને નામે, શાસ્ત્રોને નામે થાય છે એમાંથી કોઇ સાચું નથી એવી પ્રબળ ઉર્મિના ઉભરા ઉપર આ જુવાનને બળવાખોરીનો સૌથી પહેલો જે સૂર સંભળાયો એના પવન ઉપર પોતાની નાની નૌકા એણે ચલાવી દીધી હતી.

ને હજી યે એ અંતઃતાપ શમ્યો નહોતો. શું મચ્છેન્દરનાથ જૂઠો હતો ? અધૂરો હતો ? એનો માર્ગ સાચો માર્ગ ન હતો ? છ છ વર્ષે પણ એ ગુરૂ એને શાતા કેમ આપી શક્યા ન હતા ?

ને એનો આ નવો પંથ મુબારક બનશે ?

ને એની આંખ સમક્ષ ચારવાકના મકાનની ડેલી જાણે કે તરવરી. આ ડેલી ઉપરનો મુદ્રાલેખ જાણે આખા આસ્માનમાં લખાયો. ચારવાક વિરાટ દેહધારી નિત્ય ફરતા જગતને પોતાના પગ તળે સ્થિર કરીને વીજળીની કલમથી ઘોર અંધકારમાં પ્રકાશના અક્ષરો લખતો હોય એવી એને ભ્રમણા થઇ.

'તું પ્રશ્ન પૂછ અને તારી જાતે જવાબ શોધી લે.'

[૭]

પોતાના આવાસનાં વિષકન્યા હીંચકે હીંચતી હતી.

મધ્યાહ્નનું સુસ્ત માધુર્ય એના શરીરને શિથિલ બનાવતું હતું. ગોખમાંથી આવતો આછો પવન એને જાણે ગેલાવતો હતો..

ને વિષકન્યાને ગોરખના વિચારો આવતા હતા.

કેવો એ ફૂટડો હતો ! ઉંચી સશક્ત કાયા, આજાનબાહુ, પૂર્ણ વિકસિત પરંતુ યુવાન વૃક્ષ જેવું એતું સ્નાયુબદ્ધ શરીર: –ખરે જ સામયિક ક્ષુદ્ર નરોમાં એ નરહસ્તી જેવો જ હતો ને !

ને સ્ત્રીઓ પ્રત્યે એને તિરસ્કાર કેટલો ? શું એને માતા ન હતી ? બહેન ન હતી ?

વહેલી સવારે એ ક્યાં ચાલ્યો ગયો હશે ?

અત્યારે એ કયાં હશે ?

ત્યાં નીચેથી કામ કરનાર બાઈ આવી. 'બાઇ ! નીચે એક જુવાન બાવો આવ્યો છે. કહે છે કે મારે વિષકન્યાને મળવું છે.'

વિષકન્યા હીંચકા ઉપરથી ઉઠીને નીચે ગઇ. એના મનમાં ક્ષણ એક વિચાર આવ્યો: 'કોણ એ જ ?' બીજી ક્ષણે પોતાની કલ્પના એને જૂઠી લાગી.

નીચે દરવાજામાં એણે જુવાન ગોરખને મસ્તક નમાવીને ઉભેલો જોયો.

પોતે જાણે કરેલી શરતમાં હારી હોય એવી વિષકન્યા ગોરખને જોઇને એક ક્ષણ છોભીલી પડી ગઇ. બીજી જ ક્ષણે એ જરા હસી.

'ઓહો ! મહારાજ તમે ! પધારો.'

'ચાલો' કહીને ગોરખ અંદર આવ્યો.

ઉપર હીંચકા ઉપર ગોરખને બેસારીને વિષકન્યા સામે એક વેત્રાસન ઉપર બેઠી.

ગોરખ ક્યાં ચાલ્યો ગયો હતો અને પાછો કયાંથી કેમ આવ્યો એનો એને કાંઇ ખુલાસો કરવો હોય એમ માની વિષકન્યા ચૂપ રહી. ગોરખ પણ ચૂપ રહ્યો. એ ખંડમાં તોલદાર અને આતુરતાભરી શાંતિ છાઇ ગઇ.

થોડીવાર પછી વિષકન્યાએ પ્રશ્ન પૂછ્યો :

'મહારાજ, આપે ભોજન લીધું છે ?'

'હા.'

'આપે જલ પીધું છે ?'

'હા.'

'આપને આરામ કરવો છે ?'

'ના.'

નજીવા સવાલો પૂછીને ગોરખને બોલતો કરીને ભારે બનેલી શાંતિ તોડવાનો વિષકન્યાનો પ્રયાસ ગોરખના એકાક્ષરી જવાબોથી નિષ્ફળ ગયો. વિષકન્યાએ હવે સીધો સવાલ જ પૂછ્યો :

'મહારાજ, આપ સવારે ક્યાં ચાલ્યા ગયા હતા ? અને આ સમયે આપ ક્યાંથી પાછા ફર્યા છો ?'

ગોરખે જવાબ આપ્યો : 'સવારે તમારા આવાસથી દૂર અને વધારે દૂર નાસી જવાના ઇરાદાથી હું આંહીથી ચાલ્યો ગયેલો. અત્યારે તમારે ત્યાં રહેવાની ઇચ્છાથી પાછો ફર્યો છું.'

આ બાવો શું કહેવા માગતો હતો એની વિષકન્યાને સમજ ન પડી.

ગોરખે આગળ ચલાવ્યું. 'હું જ્ઞાનભિક્ષુ છું. મારે જ્ઞાન જોઇએ છે, કેટલાક અનુભવો જોઇએ છે અને એ માટે વિષકન્યા, મારે તમારી સાથે, તમારા આવાસમાં ત્રણ માસ સુધી રહેવું છે.'

વિષકન્યાને લાગ્યું કે બાવો જો ખરેખર ગાંડો જ ન હોય તો કોઇ અદ્ભુત માનવી છે.'

'સારું મહારાજ, આપ સુખેથી રહો.'

# ૩ : વિષકન્યા

વિષકન્યા અને ગોરખ સાથે રહેવા માંડ્યાં. લગભગ પંદર દિવસ એ વાતને થઇ ગયા.

એક દિવસ રાતે વિષકન્યા પોતાના શયનગૃહમાં બેસીને વિચાર કરતી હતી. ક્ષુધાતુર બનેલું લોહી એની અત્યાર સુધી કાબૂમાં રાખેલી બુદ્ધિને જાણે કે તાણી જતું હતું.

ક્યાં ય સુધી એ ઓરડામાં ટહેલ્યા કરી. એણે વાંચવાને પુસ્તક લઇ જોયું ને એણે સૂવાને માટે બત્તી બુઝાવી જોઇ. પરંતુ એનું ચિત્ત ક્યાં ય જંપે એમ એને ન લાગ્યું.

આખરે કોઇ મહા પૂણ્યપર્વને અવસરે જ સજવાનો મહામૂલ સાજ એણે સજ્યો.

અને એ ગોરખના આવાસ તરફ ચાલી. ગોરખના આવાસમાં એ દાખલ થઇ. ગોરખ બારીમાંથી બહારની કાસુદીમાં અપાર્થિવ ભરતકામ જેવા લાગતા જગતને જોઇ રહ્યો હતો. વિષકન્યાએ ગોરખના ખભા ઉપર હાથ મૂક્યો.

ગોરખે ચમકીને જોયું. દુર્દમ્ય તેજથી સળગતી આંખોવાળી વિષકન્યાને એણે જોઇ. એના શરીરે જાણે સૌન્દર્યના નવા સાજ પહેર્યા હોય એવી પ્રભા એના વદન ઉપર નૂર ઢોળતી હતી.

'ગોરખ,' વિષકન્યા બોલી અને એનો અવાજ વધારે મધુર લાગ્યો : 'હું આવી છું ધન્ય કરવા અને ધન્ય થવા.'

ગોરખે વિષકન્યાને જવાબ ન આપ્યો.

જુગારીનો છેલ્લો દાવ પહેલેથી જ અજમાવતી હોય એમ વિષકન્યાએ પોતાના શરીર ઉપરનાં તમામ વસ્ત્રો ઉતારી નાંખ્યાં. એના દિગંબર દેહમાં ચંપકમંજરી જેવી એ ગોરખની સામે ઉભી રહી. વિવેકે, વિચારે, બુદ્ધિએ અને લોહીએ જાણે જુગજુગથી બાંધેલી માઝા મૂકી. જગતમાત્રના જ્ઞાનને જલાવી દેનારો વૈશ્વાનર એની આંખમાં પ્રજવલી ઉઠયો. કંપતા અવાજે એ બોલી : 'ગોરખ, જો તને આ દેહ નથી ગમતો ?'

ગોરખ નીચે નમ્યો. વિષકન્યાનો પાલવ એણે ઉપાડી લીધો. 'આવો દેહ કોને ન ગમે ? પેટે અવતાર લેવાનું મન થાય એવો છે, મા !'

[ ૨ ]

વિષકન્યાએ ગોરખના હાથમાથી પાલવ લીધો. અંતરિક્ષમાંથી જાણે વાર્ધક્યના ભાર ઉતર્યા. સુવર્ણરંગી પાલવની સાથોસાથ ભૂર્જપત્ર જેવી જર્જરિતતા વિષકન્યાએ જાણે ઓઢી : 'કોઇક વાર શુદ્ધ આનંદ મહાલવાની ઉમેદ થઇ આવે છે.' એ ભારે અવાજે બોલી.

અને ધીમે પગલે અનેક સંસ્મરણોને કચરતી જતી હોય એમ વિષકન્યા પાછી ફરી ગઇ.

સવારના આઠેક વાગે ગોરખ એની પાસે ગયો. અનિદ્રાનાં શીક્કા ઘેનથી વિષકન્યાની આંખો જલતી જાગતી હતી. ગોરખને જોઇને એણે પોતાના હોઠ પીસ્યા. કંપતા હાથોની મુઠ્ઠી વાળી.

ગોરખે કહ્યું: 'માતા, મારૂં એક માનશો?'

'શું? તમારે આંહીથી જવું છે ને? તો જાઓ.'

'ના, માતા. હું તો આંહી ત્રણ માસ રહેવાનો છું. પરંતુ તમારા ખર્ચે નહિ. હું રજા માગવા આવ્યો છું આપની પાસે. હું આજથી રોજગારી શોધી લઇશ.'

'કેમ, શા માટે?'

'માતા, મને એક સત્ય સમજાયું છે. સંસારથી નાસવા કરતાં સંસારમાં રહેવામાં વધારે બહાદૂરી જોઇએ છે.'

અનંતકાળ સુધી અપૃચ્છ રહે એવાં તાર્કિક સત્યો કરતાં રોજેરોજના અનુભવો ઉપર ચણાયેલી વાસ્તવિકતા ઘણી વાર વધારે ચમત્કારી સત્ય સમી સમજાઇ જાય છે. ક્રાંતિનું તત્ત્વજ્ઞાન અન્ય તમામ તત્ત્વજ્ઞાન કરતાં વધારે ઝડપી ફેલાવો પામે છે એનું કારણ પણ એ જ છે કે વાસ્તવિક કટુતાઓનો એમાં શાબ્દિક પડઘો પડે છે.

'તમે ક્યાં જશો? શું કરવા માગો છો? મારે ત્યાં તમને શેની ખોટ છે?'

'ખોટની વાત નથી. પરંતુ જાતે રળ્યા વગર ખાવું એ જઠરનો વ્યભિચાર છે.'

વિષકન્યાનો ચહેરો જરા શ્યામ બન્યો.

ગોરખને સમજાયું કે એની વાચામાં વિવેક અને સંસ્કારની ઉણપ છે. પ્રણામ કરીને એ બોલ્યો :

'માતા, વ્યંજના કરવાનો ઇરાદો નથી. વ્યભિચાર જો નિન્દનીય હોય તો સર્વ પ્રકારનો વ્યભિચાર વર્જ્ય હોવો જોઇએ. અને જેઓ સ્વાર્થને ખાતર પોતાના જ્ઞાનનો, પોતાની બુદ્ધિનો, પોતાના હાથનો, પોતાના જઠરનો વ્યભિચાર કરે છે તેઓને પણ શરીરના વ્યભિચારથી જરાયે ઉંચી કક્ષાના કેમ માનવા જોઇએ ? માતા, એ તમામનો લોપ કરવો, સ્વ અને પરના ભેદનો એવી રીતે નાશ કરવો કે જેનાથી સ્વાર્જિત તમામ પરને પણ એટલું જ લાભદાયી બને. માતા, જગતમાં જો કોઇ ઇષ્ટ સિદ્ધિ હોય તો વ્યક્તિદ્વારા સમષ્ટિને માટે જીવવાની છે. એટલે જ માતા હું કહું છું કે સંસારત્યાગ કરતાં સંસારવાસમાં વધારે બહાદૂરી છે.

વિષકન્યાએ ગોરખને નમસ્કાર કર્યાઃ 'સાચી વાત છે મારા ભાઇ, સંસારનો ત્યાગ કરવામાં, પારકાઓના અર્થ ઉપર જીવવામાં જડતા જ જોઇએ છે. કોઇ ને કોઇ પ્રકારનું રૂઢિપૂજન જ જોઇએ છે. સંસારમાં વસવામાં જ સાચી બહાદૂરી જોઇએ છે. તારો માર્ગ સફળ હો. સર્વને કલ્યાણકારી હો.'

[ ૩ ]

ગોરખ અવિચળ દરજીને ત્યાં દરજીકામ શીખીને તૈયાર થવા માટે ઉમેદવાર રહ્યો.

અવિચળ ગામમાં એકનો એક દરજી હતો. જેમ એ એક હતો તેમ ગામ પણ નાનું હતું. એટલે અવિચળને કમાણી જેવું ન હતું. પોતાના પાતળા ધંધામાંથી એના બહોળા કુટુંબના પૂરા રોટલા નિકળતા નહિ, પરંતુ બાપદાદાના વખતથી એને એક ખેતર ચાલ્યું આવતું. ઘરનું એક નાનું સરખું ઝૂંપડું હતું. બાપ તરફથી જેમ એને આ ઝૂંપડાં અને ખેતર મળ્યાં હતાં તેમ કરજ પણ વારસામાં મળ્યું હતું..

અવિચળ હસમુખો હતો ને ભગત પણ હતો. અવિચળની ગરબી અને ભજન જેમ ગામમાં ગવાતાં, તેમ એની મશ્કરીઓ પણ ગામમાં મશહૂર હતી. અવિચળ એ ગામમાં એક જાણવાજોગ વ્યક્તિ હતી.

આખા યે ગામમાં અવિચળની એક મશ્કરી તો બહુ જ પ્રસિદ્ધ થઇ ચૂકી હતી. એ કહેતો કે : 'માણસ દીકરા શું કામ ઝંખે છે? પોતાનું કરજ ભરવા.'

અવિચળની આ મશ્કરી ગામમાં લગભગ કહેવત સમી પ્રચલિત થઇ પડી હતી. અને તમામ કહેવતોની પેઠે એમાં પણ સ્વાનુભવનાં અર્ધસત્યથી પણ વિશેષ સત્યનું પ્રમાણ હતું. અવિચળને જુવાન વયે કોઇ સંતતિ ન થઇ, એટલે એની માએ એને બીજી સ્ત્રી પરણાવી. બીજી સ્ત્રીના પરિપાકે પહેલી સ્ત્રીના વંધ્યત્વનું પણ વળતર આપવા માંડ્યું. અવિચળને એ કારણે બે બૈરી અને છ સાત દીકરીઓનો બહોળો પરિવાર હતો. આટલા પરિવારના સ્વામીને હજી કોઇ પુત્ર નહોતો એટલે ક્યાંક ક્યાંક કોઇક કોઇક એને ત્રીજી સ્ત્રી કરવાનું સૂચવતા.

અવિચળ વૃદ્ધ થતો આવતો હતો અને અવિચળનું કરજ ભરવાને કોઇ પુત્ર નહોતો એટલે જૂના લેણદારો આકરી ભીંસ દેવા માંડયા હતા ને નવી ધીરધાર લગભગ બંધ હતી. અવિચળની 'મશ્કરી'માં આટલો સ્વાનુભવ હતો ને એને ગામે ઝીલી લેવામાં સર્વાનુભવનો પણ પડઘો પાડયો હતો.

ગોરખ આ કંગાલ દરજીના આછાપાતળા રોટલામાં પણ સામેલ થયો અને એનું પરચુરણ કામ કરવા માંડયો. ગોરખ આ બહોળા પરિવારના સર્જન અને જમાવટની પાછળનું તત્ત્વ મનથી સમજવા મથતો હાથથી અવિચળનું બતાવ્યું કામ કર્યે જતો હતો.

એક દિવસે આ મુફલીસ દરજીને ઘેર દરબારી પોલીસ પટેલ આવીને ઉભો. હાથ જોડીને કંપતા દરજીને એણે કહ્યું: 'દરબારી ઘરવેરો ને દરબારી સલામી તો એણે નિત્યના નિયમ મુજબ આપવી જ જોઇશે. પરંતુ આ વર્ષે દરબારનાં લગ્ન છે એટલે એણે લગ્નવેરો પણ દેવાનો છે.' બધું મળીને અવિચળને વીસેક રૂપીઆ જેટલી રકમ આપવાની હતી.

અવિચળને માથે આભ ફાટયું. 'પણ મારી પાસે આ વરસે જરા—'

'દરબારી લેણાં એમ નહિ રોકાય સમજ્યો ટેભા!' પોલીસ પટેલ તાડૂકયા: 'તું ને તારા જેવા વેરા ન આપો તો રાજનાં ખરચ ક્યાંથી નીકળશે? ને રાજા પરણે નહિ?'

ગોરખને કાંઇ ન સમજાયું. એ સમજે ન સમજે એ પહેલાં

તો એણે અવિચળને દરબારી ચોરામાં પૂરાયેલો જોયો: માર ખાતો જોયો; એનાં ઘર ખેતર લિલામ થતાં જોયાં; એના પરિવારને રસ્તા ઉપર રઝળતો જોયો.

ગોરખ રોજગારી વગરનો થઇ ગયો. એકની છઠ્ઠવિષાએ બીજા પાસેથી લીધેલો ભોગનો ક્ષુબ્ધ સાક્ષી ગોરખ નવી રોજ-ગારીની શોધમાં પરોવાયો.

[ ૪ ]

**ગા**મમાં વાંઝાઓનો જૂદો વાસ હતો. એમાં વીરા વાંઝાનું કુટુંબ ખૂબ બહોળું હતું ને એમનો વણાટનો વાડો પણ બહોળો હતો. એમના ફળીમાં ઘાસ છાયેલી લાંબી એવી પરસાળ હતી ને પરસાળમાં આઠેક શાળો હતી. દશબાર માણસો શાળો ઉપર કામ કરતાં હોય, બે ચાર માણસો તાણાવાણાની કોકડીકોકડાં ગોઠવતા હતા. બે ચાર માણસો કાયમ માલની ખરીદી અને વછિયાતો સાથેના કારભારમાં રોકાતા. એકાદ માણસ સાળુ, ફેંટા, ચુંદડી વગેરેના વેચાણ માટે ગામ પરગામ ફરતો. કુટુંબની સ્ત્રીઓ પણ નવરાશે કંઇક કંઇક કામ કરતી. એકંદરે વીરા વાંઝાનો માલ વખાણમાં હતો ને કુટુંબ જબરું હતું.

ગોરખ આવા કુટુંબમાં આવી ચડ્યો હતો.

રાતે હંમેશાં વાસના ચોકમાં બધાં વાંઝા એકઠા થાય. શિયાળો હોય તો તાપે, ઉનાળો હોય તો પહેરણભર બેસે અને પોતાના માલની, પોતાના ધંધાની, ભાવતાલની વાતો કરે. એમની દૃષ્ટિએ આખું યે જગત તાણા અને વાણામાં સમાયું હતું.

પરગામમાંથી આંહી રોજગારી શોધવા આવેલા એક જુવાનને જોઇને બધાં માણસો થોડી વાર કામધંધો મૂકીને એને વીંટળાઇ વળ્યાં.

'તમે પરદેશથી આવો છો ?' એક ડોસાએ પૂછ્યું: 'તે ત્યાં કામધંધાની હાલત કેવી છે ? કે બધે ય આંહી જેવું છે ?'

'આંહી કેવું છે ?' ગોરખે સવાલ પૂછ્યો.

'અરે આંહીની તો વાત જ ક્યાં કરવા જેવી છે ? માણસ સોંઘા ને પૈસા મોંઘા. ધંધાની કોઇને પડી નથી. ને જ્યાં જુઓ ત્યાં જેના ને તેના લાગા. અમારૂં શું થાય છે એની કોઇને કાળજી નહિ. રાજ લડાઇ ને શિકારમાંથી કોઇ દિવસ ઉંચું ન આવે. આ અત્યારે તો અમે કાપડ વણીએ છીએ એમાં તાણાવાણા સૂતરના નહિ પણ અમારી નસોના છે.'

'ત્યારે તો કાકા બધે જ એવું જ છે.'

'પણ અમારા જેવું તો નહિ હોય. આ સવારમાં ઉઠ્યા ને ચડ્યા કામે. બપોરે ખાધું ન ખાધું ને ચડ્યા કામે. તે રાતે વાળુ કરવા ઉઠીયે ને વાળુ કરીને ય બેસીએ. પંદર પંદર સોળ સોળ કલાક કામ થાય. ને એટલી મહેનતના બદલામાં મળે ત્યારે ચાર આનડી.'

આધેડ વયના કેશવાએ સૂર પૂરાવ્યો: 'હવે તો ભાઇ વરસ પછી વરસ એવાં આવે છે કે પાછલી સાલને સારી કહેવરાવે.'

'પણ ભાઇ આખા મુલકમાં જ્યાં એની એ રામકહાણી હોય ત્યાં કોને કહેવું ? આભ ફાટે ત્યાં થીગડું ક્યાં દેવું ?'

'પણ એમ છે, મોટો ચીરો જો સાંધ્યો હોય તો વધારે ફાટ ન થાય.'

'હેં એ વળી શું ?' વીરા વાંઝાએ પોતાની કોડી જેવી ઉજ્જડ આંખે નવા આવનારને પારખવા મથતી આંખોએ જોઈને પૂછ્યું.

'તમે એમ વિચાર કરો કે તમારી મહેનત જાય છે ક્યાં ?

'જાય ક્યાં ? પાણીમાં.'

'તમે વધારે મહેનત કરો ને ઓછું રળો એટલે જ બીજા ઓછી મહેનત કરીને વધારે રળે.'

'એ તો છે જ ને. સરવાળે તો વેપારીને જ લાભ. દુકાને બેઠો રહે, માલ વેચનાર પાસેથી દલાલી લ્યે ને માલ લેનાર પાસેથી નફો લ્યે.' કેશવાએ કહ્યું.

'પણ પેટગુજારો ન નીકળે ને કાંઇ મળે નહિ તો તો માણસ ધંધો યે શું કરવા કરે ?' પોતે કોઇ મહા સનાતન સત્યનો રહસ્ય સ્ફોટ કરતો હોય એવી ઢબે વીરા વાંઝાએ કહ્યું.

'તો તમે પેટગુજારો નથી નીકળતો છતાં ધંધો શા માટે કરો છો ?'

'શું કરીએ ભાઇ, બાપાદાદાનો ધંધો છે તે કરવો પડે છે. એ તો મોચીના મોચી, દરજીના દરજી, વેપારીના વેપારી ને વાંઝાના વાંઝા. અમારાથી કાંઇ નાત તોડીને કોદાળી પાવડો

થોડો લેવાય એમ છે ? ને એમ સહુ વણ ધંધા મૂકે તો લોક કરે શું ? કાપડ બીજો કરે કોણ ?'

'પણ લોકના કાપડની તમને આટલી ચિન્તા તે લોકને તમારા પેટની કશી ચિન્તા ખરી કે નહિ ? દરજીનો દીકરો દરજી થાય તો પછી એ દરજીનું પેટ તો ભરાવું જોઇએ કે નહિ ? કાં તો લોક પેટગુજારો આપે ને કાં તો જેને જેમાંથી પેટગુજારો મળે એ ધંધો કરે.'

'હશે ભાઇ, પણ આખું તંત્ર એવું એમાં શું થાય ?'

'હાસ્તો, વેઠવાનું જ રહ્યું. હવે કાંઇ અમારે કાઢ્યાં વરસ થોડાં કાઢવાં છે ?'

[૫]

**બ**રાબર ત્રણ માસ પૂરા થયા અને ગોરખે વિષકન્યા પાસેથી રજા માગી.

'કેમ તમારે જવું જ પડશે ?'

'હું આંહી ત્રણ માસની મહેતલ લઇને જ આવ્યો હતો. મારી મુદત પૂરી થઇ છે. હવે મને વિદાય આપો.'

'તો ખુશીથી જાઓ. ને કોઇક વાર આ દુઃખી બહેનને યાદ કરજો.'

ગોરખ પ્રણામ કરીને ઉઠ્યો. ત્રણ માસમાં એણે જોયેલી વસ્તુઓનું એના હૃદયમાં મંથન ચાલતું હતું. જગતના પવન,

જીંદગીના ઝંઝાવાત કોઇ દિવસ આ જુવાનના શરીરને સ્પર્શ્યા સરખા યે નહોતા. આ ત્રણ માસમાં એણે અનેક અસંગતતાઓ, અનેક વિષમતાઓ જોઇ હતી. એની બુદ્ધિ કુંઠિત થઇ ગયા જેવી થઇ હતી. એના દિલમાં ન સમજાય એવી અસંતોષની આગ જલવા માંડી હતી. શું હોવું જોઇએ, શું કરવું જોઇએ, સત્ય શું, અસત્ય શું એની એને ગતાગમ નહોતી રહી. ત્રણ માસ પહેલાં એને જે વસ્તુઓ પ્રિયકર લાગતી હતી એનું આજે ક્યાંય સ્થાન નહોતું દેખાતું, મૂલ્યવાન વસ્તુઓનાં મૂલ્ય જાણે સદંતર પલટાઇ ગયાં હતાં.

અર્ધભ્રમિત જેવો એ એમ ને એમ ચારવાકની ડેલી સુધી આવ્યો. સમી સંધ્યા થવા આવી હતી. એણે ડેલીના કમાડ ખડખડાવ્યાં.

'એ કોણ છે ?' અંદરથી અવાજ આવ્યો. ગોરખને ત્રણ માસ પછી એ પરિચીત લાગ્યો. એ અવાજ ચારવાકનો હતો.

'એ તો હું.'

'હું કોણ ?'

'ભગવનનો શિષ્ય.'

ડેલીની સાંકળ ખખડી. 'આવ અંદર.' અને ગોરખ ચારવાકના મકાનના ચોકમાં દાખલ થયો.

[ ૬ ]

'અરે, કોણ તું ગોરખ ?' ચારવાકે ગોરખને જોઇને આશ્ચર્ય બતાવ્યું અને પછી એ ડોસો દુર્દમ્ય ઉમળકાથી ગોરખને ભેટી પડયો.

'જી હા.' ગોરખે જવાબ આપ્યો. 'આપે મને ત્રણ માસની મહેતલ આપી હતી. ત્રણ માસ પૂરા થયા છે. અને આપની સન્નિધિમાં હું પાછો આવ્યો છું.'

'આંહી ઘણા એક વાર આવે છે. પરંતુ બીજી વાર તો તું એક જ આવ્યો છું.'

'હું તો આવ્યો છું આપની પાસે આપની આજ્ઞા મુજબ. આપ ચક્ષુવાન છો. મને ચક્ષુ આપો. આપ બુદ્ધિવાન છો મને બુદ્ધિ આપો.'

'સારું, વત્સ ! તું આવ. આંહી મારી પાસે બેસ. કહે તેં ત્રણ માસ દરમિયાન શું જોયું ?'

'કૃપાવંત ભગવન્, આ ત્રણ માસમાં મેં જે જોયું છે એ મને નથી સમજાતું. વિષકન્યાને ત્યાં આપે મને મોકલ્યો ત્યારે મને લાગેલું કે આપે મને ઉંડા કૂવામાં ઉતાર્યો છે.'

'અને હવે ?' ચારવાકના અવાજમાં કાંઇક આતુરતાનો કંપ હતો.

'અને હવે, ભગવન્, મને જણાયું છે કે આખું જગત પણ કૂવામાં જ રહે છે.'

'એમ ? એ તને દેખાયું ખરૂં ?'

'ભગવન્, મેં બુદ્ધિની નજરબંદી જોઇ છે. મે કંગાલિયતની વિચારહીનતા જોઇ છે. મેં ગરીબીની ક્રૂરતા જોઇ છે ને સત્તાની જડતા જોઇ છે. મેં સ્ત્રીઓને શરીર વેચતા, પુરૂષોને પેટ વેચતા, જુવાનોને હાથ વેચતા ને વૃદ્ધોને વિચારો વેચતા જોયાં છે. ભગવન્, મેં બ્રાહ્મણોને શાસ્ત્રોના, ક્ષત્રિયોને સત્તાના, વૈશ્યોને દ્રવ્યના અને શુદ્રોને સેવાના વ્યભિચાર ખેલતા જોયાં છે.'

ચારવાકની કાયા ગોરખને ન સમજાય એવી દેદિપ્યમાન લાગી. એનું વ્યક્તિત્વ એને આભ ભરી દેતું વિરાટ બનતું દેખાયું. એના કપાળમાં, એની આંખમાં, એના ધવલ રોમમાં ઠંડી આગની ચમક જળહળતી દેખાઇ.

'અને હવે વત્સ તારે શું જોઇએ છે? તારા જેવા એક જુવાનને જગત જેવું છે એવું હું બતાવી શકયો છું. હવે તારે શું જોઇએ છે ?'

'ભગવન્? મારે એનો મર્મ સમજવો છે.'

'વત્સ! સાંભળ, તેં કોઇ દિવસ સાંભળ્યું છે? એક વાક્ય મૂળમાં સત્ય, પરંતુ વાણીવ્યભિચારથી વિકૃત થયેલું અસત્ય : सर्वे गुणा: कांचनमाश्रयन्ते। 'તમામ ગુણો દ્રવ્યમાં પર્યાપ્ત થાય છે.' બુદ્ધિ અને વાણીના વ્યભિચારથી એનો ઘરેલો રૂઢ અર્થ વિસરી જા. એનો સત્ય શબ્દાર્થ એ છે કે: આ જગતની તમામ વસ્તુઓનું તત્ત્વ છે દ્રવ્ય! વત્સ, યાદ રાખજે, આ દુનિયાના તમામ પ્રશ્નો આખરે તો દ્રવ્યમાં જ પર્યાપ્ત થાય છે. વત્સ,

ભરના તારા જગપંથમાં તું કદી યે ન ભૂલજે કે सर्वे गुणा कांचनमाश्रयते ।'

ગોરખ જિજ્ઞાસુ કાને ચારવાકની વાણી સાંભળી રહ્યો.

ચારવાકે ગોરખની સામે જોયું. એના માથા ઉપર હાથ ફેરવીને એ સુંઘ્યું. પછી એ બોલ્યો:

'વત્સ, વેશ્યાને સમાજ તિરસ્કારે છે. મેં તને વેશ્યાને ઘેર મોકલ્યો. ત્યાંથી તું સારી દૃષ્ટિ લઈને પાછો ફર્યો. વેશ્યા એ પાપી નથી. એ તો માત્ર પાપનું ચિન્હ છે. વાણીના અને વિચારના વ્યભિચારોથી પીડિત સમાજમાં જ શારીરિક વ્યભિચાર સંભવે છે. સર્વ વસ્તુઓનું તત્ત્વ જેમ દ્રવ્ય તેમ સર્વ અનર્થોનું કારણ પણ એ જ. દ્રવ્ય એ દોર છે. એમાં મણકા જેવા પરોવશો એવા પરોવાશે. ને સમાજ એ માળા પહેરશે.

'જગતમાં વ્યભિચાર માત્ર નિંદનીય છે અને એ બધા વ્યભિચારો નાબૂદ થવા ઘટે છે. પૈસાને માટે શરીર વેચનારી વેશ્યાના જેટલા જ દોષભાગી પૈસાને માટે શાસ્ત્ર વેચતા બ્રાહ્મણો, પૈસાને માટે હાથો વેચતા ક્ષાત્રિયો, પૈસાને માટે માનવતા વેચતા વૈશ્યો, પૈસાને માટે શરીર વેચતા શૂદ્રો પણ છે. વિષકન્યા એ કેવળ વેશ્યા નથી. પરંતુ સમસ્ત સમાજનાં પાપ સમસ્તના પુંજ પોતાના ઉપર ઠાલવતી એક મહામાયા છે.

'તેં જે જોયું છે એનાથી તને વધારે જોવાની દૃષ્ટિ સાંપડી છે. જ્યાં જોઈશ ત્યાં વગર પૈસે રળવાની ભૂખ તને દેખાશે. એ આલસ્યની ભૂખે–જેને કેટલાક શાસ્ત્રના સોદાગરો

અમીરાત કહે છે–વધારેમાં વધારે ઉદ્યમ કરનારને એનું ઓછામાં ઓછું વળતર મળે એવી તજવીજ કરી છે, એ આજની લગ્નપદ્ધતિ રચે છે. એક પ્રબંધ દ્વારા એ પોતાની નિષ્ક્રિયતામાંથી દ્રવ્યનું ઉપાર્જન કરે છે, ને જીંદગીભર મોજ માણે છે, બીજી પદ્ધતિથી એ એવા સંચિતને પોતાના જ કુટુંબમાં અનામત રાખવાની પેરવી કરે છે. એ બધાના મૂળમાં વાત છે રાજાતંત્રની. એને અને એના વંશવારસોને વૈભવમાં, ભોગમાં ને વારસામાં કશી કનડગત ન થાય એ ખાતર આજનું આખું સામાજીક તંત્ર રચાયું છે.

'વત્સ, જા, તું જગતમાં જા. તારા ગુરૂને તું જો. જગતમાં કોઇ દિવસ ક્રાંતિના હફતા નથી હોતા. કાં તો એ પૂરેપૂરી ક્રાંતિ છે ને કાં તો એ નથી. ક્રાંતિ વિકાસવાદથી વિરુદ્ધ છે. ને એનો પણ ક્રમશઃ વિકાસ ન થઇ શકે.

'મારા ગ્રંથમાં મેં લખ્યું છે કે જ્યાં સુધી પરલોકનો ભ્રમ ભાંગશે નહિ ત્યાં સુધી આ લોકમાં કશી યે પ્રગતિ થઇ શકશે નહિ. 'પર' ઉપર રચાયેલી આખી યે વિચારસરણી સદંતર નાબૂદ થઇને 'સ્વ' ઉપર જ્યાં સુધી એની રચના નહિ થાય ત્યાં સુધી તેં જેવું જગત જોયું છે તેમાં કશો ય સુધારો નહિ થાય. માનવજાતનો સુખનો અધિકાર છે. રાજતંત્ર નિભાવવાની જવાબદારી એની નથી.'

ચારવાક ઉભો થયો. એના ચહેરાનું ગૌરવ વધારે ઓજસભર્યું બન્યું. 'વત્સ, જા, તને સાંપડેલાં દિવ્ય ચક્ષુએ જગતને, સમાજને અને રાજ્યને જોજે. જોયા પછી તારી જુવાનીને છાજે એમ કરજે. વત્સ, તારો પંથ ઉજ્જવળ હો. સુભગ હો. મેં પચાસ પચાસ

વર્ષે મારા હાથમાં ધરી રાખેલી મસાલ તું ઉપાડી લે એ હું માગું છું ને તારી કીર્તિ જગતના ઇતિહાસમાં નહિ, પરંતુ જગતના હૃદયમાં અવિચળ રહો એમ હું વાંછું છું.'

ચારવાકે ગોરખના મસ્તક ઉપર હાથ મૂક્યો.

'વત્સ શિવાસ્તે પન્થાન: સન્તુ ।

# ૪ : ગાર્હસ્થ્ય

તીરહુતના જંગલમાં ભગવતી ભાગિરથીનાં નિર્મળાં નીર કલકલતાં વહી જાય છે. આસપાસ રમણીય વૃક્ષરાજી ઝૂકી રહી છે.

ને નદીને કાંઠે એક નાની મઢૂલી ઉભી છે. એ મઢૂલીમાં વાસ છે એક નારીનો અને નરનો.

એ નારીનું વય શરીર ઉપરથી તો ત્રીસ બત્રીસ વર્ષનું લાગે છે. ચહેરા ઉપરથી પચાસેક વર્ષ જેટલું લાગે છે. દાહતી અગ્નિ-શિખા સમા પ્રતાપી ને જાજરમાન સોનેરી સૌન્દર્યના ભસ્માવશેષ સમી એ દેખાય છે. એના હાથ અને પગો હજી સુકોમળ છે. એના શરીરનો સાળુએ છાયેલો આકાર આંખો ભરી દે એવો છે. માત્ર એનો ચહેરો શોષાયેલો, કરમાયેલો અને કરચલીવાળો દેખાય છે. એ સ્ત્રીને તમે જુઓ તો હિન્દુ સમાજમાં અખત્યાર કરવામાં આવેલા લાજ મલાજાનું રહસ્ય તમને સમજાયા વગર ન રહે. સામાજિક મર્યાદાની એ રહસ્ય–મૂર્તિનું શેષ શરીર હજી યે પક્વ મનોહરતાભર્યું હતું. સાળુથી છવાયેલો આખો યે એ આકાર સશક્ત ને સ્નાયુબદ્ધ લાગે. શોષાયેલો હતો એક માત્ર ચહેરો. ને એ ચહેરો તો લાજથી આવરાઇ જવાનો હતો. લાજનો રિવાજ મૂળ

કોણે શોધ્યો હશે એ કદાચ આજે નક્કી ન થઇ શકે. પરંતુ ઉભયપક્ષે એમાં સ્વાર્થ તો છે જ. સ્ત્રી પોતાનો શરીરઘસારો બરાબર છાઇ શકે છે. પુરુષ પોતાની કારીગરીના બીજાને સાક્ષીભૂત થતાં અટકાવી શકે છે એવી એ સ્ત્રી હતી. એ સ્ત્રી હતી તિલા.

બે વર્ષ પહેલાં આપણે એને જોઇ ત્યારની તિલા અને આજની તિલામાં આસમાન જમીનનો તફાવત થઇ ગયો છે. એ કાળની જાજરમાન, સ્વતંત્ર અને ડારતી તિલા આજે ભૂતકાળના મારવના કેવળ ખંડિયેર સમી બનેલી દેખાય છે. આજે નથી એની આંખમાં આગ, નથી એના શરીરમાં તરવરાટ કે નથી એના ચહેરા ઉપર કોઇ પાક જ્વાલા. આજે તો એ ચીડિયલ, રોગીયલ અને નિર્બળ નારી સમી દેખાય છે. મઢૂલીની અંદર એક બાળક ઘૂંટણુ તાણતું ઘુઘવાટા કરે છે અને એની આંખો એ બાળક ઉપર થીજેલી છે.

સામેથી એક નર આવે છે. એનું શરીર જાડું થયેલું છે. એન ચહેરા ઉપર જડતાના થરો બાઝતા થયા છે. એની આંખો ઝીણી થઇને ઉંડી ઉતરતી દેખાય છે. નજીક, વધારે નજીક એ નર આવ્યો. પ્રાણી–સંતોષની સજીવ મૂર્તિ સમો સમેદ શરીરનો ને ઉજ્જડ વદનનો એ નર તે એક વારનો મચ્છેન્દરનાથ.

ધરતી ધ્રૂજાવતી એ મસ્તી ક્યાં ગઇ? સમસ્ત આલમને ઠોકર મારતો એ વિતરાગ ક્યાં ગયો? મચ્છેન્દર મઢૂલીમાં દાખલ થયો. એણે બાળકને ઉપાડી લીધું. ચુંબન કર્યું. હવામાં જરા ઉછાળ્યું ને પછી એને ભોંય ઉપર મૂકી દઇને તિલા સામે જોઇને પૂછયું :
'ખાવાનું તૈયાર થયું છે?'

'હાસ્તો. તૈયાર તો થાય જ ને?'

'તો પછી શું વાર છે?'

'તમારી વારે વાર.'

'ત્યારે ચાલો.'

'ચાલો.'

મઢૂલીના અંદરના ભાગમાં રસોડું હતું. મચ્છેન્દર તે તરફ ચાલ્યો. પાછળ પાછળ તિલા ચાલી. મચ્છેન્દરે એક આસન બિછાવ્યું. થાળી લીધી. વાટકો લીધો. જળપાત્ર ભરી લીધું. તિલા એની સામે બેઠી. રસોઇ એણે પીરસી અને મચ્છેન્દરે ભોજન આરોગવા માંડ્યું.

જમતાં જમતાં તિલાએ વાત શરૂ કરી:

'આ ચારૂ તો હવે ભારે જબરો થયો છે હો.'

'હાસ્તો.' મચ્છેન્દરે જવાબ આપ્યો.

'આજ તમને ખબર છે એ છોકરાએ શું કર્યું તેની?'

'ના.'

'અરે હવે તો એ ભારે પહોંચેલો થયો છે. આ આવળ છે ને, જુઓ પેલી દેખાય છે તે?'

'હા. પેલી ને. ફૂલો ઉગ્યાં છે તે?'

'ના, એની બાજુમાં છે તે. એમાંથી એક નાની ડાળી

કાપીને હાથમાં વીંઝતો વીંઝતો મારી પાસે આવ્યો. ટગમગ ટગમગ ચાલે ને નાનો નાનો લાગે.' નાના નાના હાથ ને નાની નાની આંગળીઓ ને એવો રૂડો લાગે !'

મચ્છેન્દરે પાછળ નજર કરી. ઉંબરમાં ચારૂ ઉભો ઉભો ભારે ગંભીર ચહેરે ને વિસ્ફારિત આંખે માતપિતાને એક નજરે જોઇ રહ્યો હતો. નાના નાના હાથ ને નાની નાની આંગળીઓવાળો છોકરો રૂપાળો લાગે તો ખરો એમ એને પણ લાગ્યું. 'પછી ?'

પછી મને કહેઃ 'ચૂપ હું લાજાનો છિપાઇ. મારીશ. ચૂ... ઉ...ઉ...પ.'

'એમ ? રાજાનો સિપાઇ થાય છે ? એને કોણે શીખવ્યું હશે ?'

'કોણ જાણે. અંગુઠા જેવડો છે ને આવડત કેટલી છે ? લ્યો હવે એને રાજાનો સિપાઇ લોકને માર મારે એમ શીખવવા કોણ ગયું હશે ?'

'કોઇકે આંહી વાત કરી હોય તો યાદ રહી ગયું હશે.'

'પણ યાદશકિત કેટલી ?'

મચ્છેન્દરે મૂછ ઉપર હાથ દીધોઃ 'અરે બીજાનાં છોકરાં દોઢ બે વર્ષનાં જુઓ તો હજી મળમૂત્રમાં મેલાંઘેલાં ફરતાં હોય.'

મચ્છેન્દરે હાથ ધોવા માંડ્યા. 'અરે આ શાક તમે કેમ મૂકી દીધું ?' તિલાએ સવાલ કર્યો.

'શાકમાં આજ મીઠું નાંખવું જ તું ભૂલી ગઇ છો.' મચ્છેન્દરે જવાબ આપ્યો.

'પણ ત્યારે પહેલાં તો કહેવું હતું. મીઠું નાંખીને ચૂલે મૂકી દેત. તમેં ય ખાઇ શકત ને સારૂં ય ન બગડત.'

એ વાક્યમાં, એ અવાજમાં મચ્છેન્દરને કાંઇક ખૂંચ્યું. શું ખૂંચ્યું એની એણે સમીક્ષા કરવાની જરૂરત ન જોઇ.

'હશે.'

'પણ આમ તમે ઉંધું માથું નાંખીને ઝટ ઝટ ખાઇ લ્યો. ન વાત કરવી, ન ચિત્ત દેવું. આખો દિવસ વાંચવું, લખવું ને રઝળવું. બીજી કોઇક બાઇડી હોય તો ખબર પડે. ઠીક છે કે હું તમારે પનારે પડી છું.'

'પણ શું થયું વળી પાછું તને કે તારે આજ પણ ભાષણ કરવું પડયું.'

'થાય નહિ ? ઘરમાં બાઇડી છે. એની સાથે કોઇક દિવસ વાત કરવી, એની સાથે બેસીને બે ઘડી ગપ્પાં મારવાં, એવું તમને કોઇ દિવસ સૂઝયું છે ? આખા મુલક સાથે તમે હોંશથી ને રસથી વાતો કરો. પણ કોણ જાણે કેમ ઘરમાં આવો એટલે જીભ જ સીવાઇ જાય છે. આ જમીને ઉઠ્યાં, થોડીક વાર સૂશો ને પછી લેશે ચોપડી ને પછી જાશે બહાર.'

'પણ ઘરમાં કરવું શું ?'

'ના રે ના.' ઘરમાં શું કરો ? ઘરમાં ક્યાં કોઇ માણસ રહે છે. ઘરમાં તો રાંધવાનો ને જણવાનો સંચો છે તે રાંધ્યા કરશે ને જણ્યા કરશે. તમે તમારે બહાર ફરોને. બહાર છે શું ?'

'પણ શું હું આખો દિવસ ઘરમાં પૂરાઇ રહું ?'

'ઘરમાં બાઇડી નથી ગમતી. તે બહાર જ રહો તમે.'

'તને નકામી માથાકૂટ કરવાની ટેવ પડી ગઇ છે.' મચ્છેન્દર રસોડા બહાર નીકળ્યો.

'ભગવતી ભિક્ષાંદેહી.'

મચ્છેન્દરે બહાર નજર કરી. બારણે એક તેજસ્વી અલખ-ધારી હાથમાં ભિક્ષાપાત્ર લઇને ઉભો હતો.

[ ૨ ]

એક ક્ષણ—એક જ ક્ષણ મચ્છેન્દર એ આગંતુકને નિરખી રહ્યો. એના હાથનો દંડ, એનાં વિખરાયેલાં લટુરિયાં, એનો કરડો ચહેરો, એની લાલ આંખો—બધું મચ્છેન્દર એક ક્ષણમાં જોઇ રહ્યો. એના ગળામાં ડુમો આવ્યો. એના હોઠ સહેજ ક્ષણભર પીસાયાં. ક્ષણભર ગાર્હસ્થ્યના ભૂકંપમાં કામાર્યની મનોરથ-સૃષ્ટિના દફનાયેલા ટુકડાઓમાંથી એકાદ તીણો ટુકડો એને ખંજર જેવો છાતીમાં ભોંકાયો. એક ક્ષણ જાણે કે ગાર્હસ્થ્યની ધરતી ફાટી ને એમાંથી એને પરલોક દેખાયો. બીજી જ ક્ષણે એ વેદના બુઠ્ઠી થઇ ગઇ. ઝીણી આંખે જરા આગળ ચહેરો નમાવીને એણે પૂછ્યું.

'અરે કોણ ગોરખ ?' અને વનવગડામાં કે અગાધ રણમાં માર્ગભૂલ્યા મુસાફરને કોઈ સથિયારો મળે એવો આનંદ એના ચહેરા ઉપર ચમક્યો.

ગોરખ પોતાનું નામ સાંભળીને ચમક્યો. આવા દૂરના જંગલમાં પોતાને ઓળખનાર માનવી કોણ હશે એની એને ગમ ન પડી. એણે પ્રશ્નકર્તાના ચહેરા સામે ધ્યાનથી જોયું, અને જોયા પછી પોતાનું માથું સહેજ કંપાવ્યું. 'આર્યની મને પિછાન નથી.'

'મને નથી ઓળખતો ? મને ભૂલી ગયો ?' મચ્છેન્દરના અવાજમાં સહેજ વેદના જેવું સંભળાયું. 'હું મચ્છેન્દર.'

'કોણ મચ્છેન્દરનાથ !'

'કોઈ પર્વતરાજ આસમાનમાંથી ઉતરતાં વાદળ ઝીલે એમ આ માહિતી ઝીલવા મથતો ગોરખ એક ક્ષણ નિર્મળ તાજ્જુબીથી અસ્પશ્ય ને જડ જેવો ઉભો રહ્યો.

એણે મચ્છેન્દરનાથ સામે તાકી તાકીને જોયું. નામ મળ્યા પછી એ ચહેરો પરિચિત લાગ્યો. પરંતુ એ પરિચય વિરોધાભાસી હતો. પરિચયના આભાસ નીચે નરી અપરિચિતતા જ હતી.

ક્યાં ગઈ એ આ લોક ને પરલોકને વીંધતી આંખો ? ક્યાં ગયાં એ ડુંગરો તોડતાં સ્નાયુઓ ? ક્યાં ગયો એ જગતમાત્રને પગતળે છૂંદવા મથતો તરવરાટ ? ક્યાં ગયો એ પ્રભાવ ? ક્યાં ગયું એ નારસિંહત્વ ? જેનાં ઘોડાં ધરતી ઉપર થનગનતાં હોય ને જેનો અભય આત્મા આસમાનમાં પાંખો વીંઝતો હોય એવી ત્રિશૂલધારી જુવાની ક્યાં ગઈ ?

ને એ માટીના કોથળા જેવો જાડો માણસ! જેની આંખો ઉજ્જડ હતી, જેનો ચહેરો ઉજ્જડ હતો, જેના હાથ અશક્ત હતા, પગો કમજોર દેખાતા હતા, જેના ચહેરામાં, હોઠોમાં, દાંતોમાં ઘી, તેલ, મસાલાની સંભારેલી સ્થૂલતા ખુલ્લાં તેજથી ચળકતી હતી. શું આ ગૃહસ્થ એ એક વારનો સમર્થ સુધારક હતો? શું માનવતાનું આ ખંડિયેર એક વાર ભવ્ય ઇમારત સમું હતું ખરૂં?

એની આંખે અંધારાં આવ્યાં. હવામાં જાણે લાલપીળાં અજવાળાં નાચવા માંડયાં.

ને પોતાની આંખો ઉપર હાથ મૂકીને ગોરખ પાછો ફરી ગયો. એક પણ શબ્દ બોલ્યા સિવાય, એક પણ નજર પાછળ ફર્યા સિવાય ગોરખ ત્યાંથી ચાલી નીકળ્યો.

ગાર્હસ્થ્યના પાતાળમાં ગોરખે પહેલી જ વાર દૃષ્ટિ કરી હતી અને એ દૃષ્ટિ માત્રથી ચારવાકના સૈદ્ધાન્તિક બોધપાઠ જાણે કે પૂરા થયાં. વિષકન્યા સાથેના ત્રણ માસના વાસ પછી એને મળેલા અનુભવોમાં મચ્છેન્દરનાથના દર્શને જાણે કે પૂર્તિ કરી. શું છે આ જગતમાં એવું, શું છે જગતના તંત્રમાં એવું કે જેથી માનવીઓમાં આવું પરિવર્તન થાય છે? જગતની પ્રગતિ કે વિગતિ જે કહો તે–કાળની કૂચકદમ કેવળ નિર્જીવ કે સજીવ ખંડિયેરોથી જ કેમ અંકાતી જાય છે? નબળી કડી ક્યાં છે? એ ક્યારે તૂટે છે? કોણ તોડે છે?

ગોરખ ચાલતો હતો. મચ્છેન્દર એની પીઠ સામે જોઇ રહ્યો. એણે બૂમ મારી,

'ગોરખ! ગોરખ!'

ખંડિયેરમાં જાણે કોઇ ઘુવડ ચીસ પાડતું હોય એવો એ અવાજ સાંભળી ગોરખે પોતાનાં દંડ ને કમંડળ ફેંકી દઇને કાનમાં હાથની આંગળીઓ પૂરી. ન સમજાય એવી મૂંઝવણ, ન સમજાય એવો ભય એના અંતરમાં સંચરવા લાગ્યાં. એ મુઠ્ઠીઓ વાળી દોડયો ને એની પાછળ ચીસ પડી રહી.

'ગોરખ ! ગોરખ !'

[ ૩ ]

દંડ અને કમંડળ ફેંકીને કાનમાં આંગળીઓ નાંખીને પોતાનો જીવ લઇને નાસતો હોય એમ ગોરખ દોડયો. ન કલ્પેલાં સ્થાને, ન કલ્પેલાં સમયે એણે એક વિરાટ માનવતાનું ખંડિયેર જોયું હતું. હિમાલય પર્વતનાં જાણે કે એક પછી એક શિખરો ખંડિત થઇ ગયાં હતાં. એ પતનથી હલમલી ઉઠેલી ધરતીના કંપારામાં પોતાની જાત પણ ન દફનાઇ જાય એ એક માત્ર પ્રેરણાત્મક મુરાદ ગોરખમાં રહી. આ વહેંતિયાં સૃષ્ટિથી જેટલું દૂર નસાય એટલું નાસવામાં પોતાની, પોતાના આત્માની, મહત્ત્વાકાંક્ષાઓની સલામતી છે એમ એને લાગ્યું.

વનવગડામાં કોઇ ખંડિયેરમાં કોઇ ઘુવડ ચીસો પાડતું હોય એવી મચ્છેન્દરની ચીસના એની પાછળ બિભીષણ પડઘા પડ્યા.

એની પાછળ ચીસ પાડતો હતો તે કોણ મચ્છેન્દર હતો ? શું એ જ મચ્છેન્દર ? વરસ વીતતાં ઉત્તરોત્તર દેદિપ્યમાન પ્રભાવ ને ઓજસ્વી ગૌરવ પ્રાપ્ત કરતો ચારવાક ક્યાં ? ને વરસ વીતતાં જડ સ્થૂળતા ને નિષ્પ્રાણ ઘનતા પ્રાપ્ત કરતો આ મચ્છેન્દર ક્યાં ?

વરસો વીત્યાં હતાં. એ બધા કાળ દરમિયાન એણે પોતાના આ આદ્ય દીક્ષાગુરૂને મળવાની છાની આશાઓ સેવી હતી. ગુરૂદેવ ક્ષણિક મોહથી પાર થયા હશે, ગુરૂદેવ ફરીથી પાછા સમર્થ સ્વપ્નદ્રષ્ટા થયા હશે, ગુરૂદેવ ફરીને પાછા शरीरमाद्यं खलु धर्मसाधनम्। ની અહાલેક પોકારતા એક ક્ષણિક ભૂલના તેજથી તેજસ્વી, એક ક્ષણિક માર્ગસ્ખલનના અનુભવથી વધારે હમદર્દ બનીને પર્યટને નીકળી ચૂકયા હશે!

મચ્છેન્દરનાથના પર્યટનની સંભાવના એને એટલી તો મજબૂત લાગી હતી કે એના એ મૂળ સ્થાનમાં ગુરૂદેવની કોઇ દિવસ પણ ભાળ નહિ મળે એવી એને પ્રતીતિ થઇ ચૂકી હતી.

ગુરૂદેવને મળવાની એને અનિચ્છા હતી. ગુરૂદેવને મળવાની એને ઇચ્છા હતી.

ને અણધાર્યો, અણવાંચ્છયો મચ્છેન્દર એને આંહી જ, એના મૂળ સ્થાનમાં જ માળામાં કબુતર ઈંડા સેવતું ઘુઘવતું હોય એમ મળ્યો.

ને કેવો એ મચ્છેન્દર! શા માટે એની આંખોએ એને જોયો? શા માટે એને ફરીને મળવું?

ગુરૂદેવથી વિયુક્ત થયા પછી એને નવી જ દૃષ્ટિ સાંપડી હતી. મચ્છેન્દનાથ જ્યાં હતો ત્યાં જ આજે પણ હોય તો પણ એની અને પોતાની વચ્ચે ખૂબ અંતર પડયું હતું. સંસારનો તિરસ્કાર એના હૃદયમાં રહ્યો નહોતો. માણસ જાત બિનઆવડતથી આપમેળે રિબાતી એણે જોઇ હતી. જાળમાં ફસાયેલાં મૃગલાંઓ

જેમ તરફડાટ કરીને ઉલટાની જાળને મજબૂત બનાવે તેમ જાળમાં ફસાયેલા કંગાલો ને ભોળાંઓને એણે તરફડીને પોતાના ફાંસલાઓ વધારે સખત બનાવતાં જોયાં હતાં.

એને હૈયે ત્રિભુવન તારાજ કરવાની હામ હતી, એના આત્મામાં શેષની માફક બ્રહ્માંડનો ભાર ઉંચકવાનો મનોરથ હતો. પિનાક-પાણિની સંહારની ભૂખ એના રોમેરોમમાં જાગી હતી. માનવ-જાતને વિંટળાતી જાળ હું ક્યારે છેદું, ક્યારે માનવીઓને બંધન-મુક્ત કરૂં એ એકમાત્ર તાલાવેલી એના ચિત્તમાં રટાતી હતી.

એમાં ક્યાં સ્થાન હતું. આ કેવળ શરીરસુધારણામાં જગતનો ઉત્કર્ષ કલ્પનારા એના ગુરૂ–એક વારના કે સદા કાળના–નું. શરીરનું સ્વાસ્થ્ય જોઇએ એ સાચું. પરંતુ શાને માટે ? દરજીઓ ને વાંઝાઓ પેદા કરવા માટે ? અનુપોને વીરાઓથી આ ધરતી વસાવવા માટે ?

પણ પોતાના જીવનપથમાં પહેલો પ્રદીપ ધરનાર આ 'ગુરૂ'ને એમ ને એમ મૂકી દેવો ? પોતે જીવનકાર્યમાં ઝુકાવ્યે જવું ? કે આ ગુરૂનો ઉદ્ધાર કરવામાં જીવનનાં ટુંકા વર્ષોમાંથી અમુલખ કાળ ગુમાવવો ? ઉત્તમ શું ? અભીષ્ટ શું ? માનવીનો દેહ કે માનવીના વિચારો ? સમાજનાં અંગો કે સમાજનું તંત્ર ?

એક મનોહર પંચવટી આવી. દૂરદૂર નદીનો સફેદ દોરો લીલી સાડી ઉપર જડેલી રૂપેરી કોર જેવો ચમકતો હતો. એ પંચવટીની નીચે એ બેઠો. એના અંતરમાં જૂની વફાદારી જાગતી હતી, જૂનાં આકર્ષણ જાગતાં હતાં, જૂના મોહ ને નવાં તેજ વચ્ચે એના હૃદયમાં અથડામણ જાગી હતી.

[૪]

મચ્છેન્દર બૂમ પાડીને થાકયો. થોડુંક પાછળ દોડયો. દોડતાં દોડતાં એને હાંફ ચડી. દોડાયું નહિ એટલે એ ઉભો થઇ રહ્યો. ગોરખ તો દેખાતો બંધ થઇ ગયો હતો. એની બૂમો એના ઉપર પાછી ફરતી હતી. શરીરના અંગમાં થાક પૂરાતો હતો.

એની આંખમાં તાજુબી ચમકી. ચહેરા ઉપર તાજુબીની ઉજ્જડતા આવી ગઇ. 'અલ્યા, હું તો થાકી ગયો !'

અને પોતાને થાક લાગે એ વાત મચ્છેન્દરને નવી લાગી.

ઘણા યે તંદુરસ્ત માણસો એવા હોય છે કે જેમને એમના કાયાપૂરતી તંદુરસ્તી હોય છે. બે ટંક એ ખાઇ શકે છે, ખાધેલું પચાવી શકે છે. એમને તાવ નથી આવતો ને માથું નથી દુઃખતું. અવસર પડયે શરીરના સ્નાયુએ સ્નાયુની જ્યારે કસોટી થાય છે ત્યારે જ એમને ભાન આવે છે કે એમનું શરીર સાચી સ્વસ્થતા ને સાચું ચેતન મેળવી નથી શકયું.

મચ્છેન્દરને પણ આજે આવું ભાન થયું. નવી આંખે કોઇ પરાયા માનવીનું શરીર એ તપાસતો હોય એમ એણે પોતાનું શરીર તપાસ્યું. અને એના દિલમાં પહેલી વાર વેદના ઉઠી; 'આ શરીર ? કોથળા જેવું, બેડોળ ને ગારા જેવું એ જ મારૂં શરીર ? એક વાર મારૂં શરીર કેવું હતું ? ને આજ આમ કેમ થઇ ગયું ? ગોરખ મારી આગળ નીકળી ગયો ! શરીર સુધારવાનું એને શીખવ્યું મેં. મારૂં તો બગડયું ને એનું કેવું મજાનું સુદૃઢ છે !'

ક્ષણિક ઇર્ષ્યાનાં પાતળાં પડળ તોડીને એને જૂની વાતો યાદ

આવી. એ ગગનગરવા ડુંગરાઓ! એ વિશાળ ક્ષિતિજ સુધી પહોંચતો વૃક્ષોનો લીલો સાગર. એ નીલા અને લીલા સાગર વચ્ચે એનો સ્વૈરવિહાર! જ્યારે જીવનમાં ચિન્તા નહોતી, બુદ્ધિમાં ગુંચવણ નહોતી, જંગલમાં માનવી નહોતા ને શરીરમાં વિકારો નહોતા! કેવા મજાના એ દિવસો હતા!

આભમાં તારાસળીએ જાણે ભૂતકાળના ઉજળા પડછાયા પાડ્યા. એક દિવસે એના રાહમાં તિલા આવી.

ને પછી પતનની સીડીનાં પગથિયાં જાણે પછડાવા માંડ્યાં. એ વખતની તિલાનું આભ–ચિત્ર જોઈને આજ પણ એનું હૈયું કૂદી ઉઠ્યું. એ કેવી બેપરવા હતી! કેવી જાજરમાન હતી! એની ચંપકવર્ણી કાયા! ચોમાસાની સંધ્યા જેવી કેવી જલહલતી હતી! ગુલાબની ફૂલપાંખડી જેવા ગાલ, હાથીની સુંઢ જેવા એના ઉઘાડા હાથો, ડારી શકે ને મસ્તી યે કરી શકે એવાં ગેબી નયનો, તાલ માટે કે નૃત્ય માટે ઉપડી શકે એવા પાયો–ખરે જ ચંડિકા કે રમા બની શકે એવી એ સ્ત્રી કેવી સોહામણી હતી! રૂપ ગર્વિતાના સ્વામીત્વનો એને નશો ચડ્યો! સાચે જ એ ધન્ય હતો!

એ ધીમે પગલે પાછો ફર્યો. ન સમજાય એવી રીતે ભારે બનેલા હૈયાં સાથે એ મઢૂલી તરફ ચાલ્યો. મઢૂલીના દરવાજામાં તિલા ઉભી હતી. 'આવડી ઉમરે ક્યાં દોડ્યા હતા?' એણે સવાલ પૂછ્યો.

એ અવાજની કર્કશતાએ કાંઈક તૂટ્યું. જૂની તિલા જેના સ્વપ્નમાં રમતી હતી એણે આંખ સામેની તિલા જોઈ. જાજરમાન-પણાનો પ્રભાવ ઝાકળના બિન્દુની જેમ ઓગળી ગયો હતો ને

એને સ્થાને કર્કશતા આવી હતી. તંદુરસ્તીની લાલીને બદલે તંદુરસ્તીની જડતા આવી હતી.

મચ્છેન્દરે હોઠ પીસ્યાં. થોડીક વાર આ ઘરમાંથી, આ ઓરતથી દૂર ચાલ્યા જવાનું એને મન થયું. એક ક્ષણ એના મનમાં આવ્યું કે જૂનો જીવનપથ છોડવામાં એણે જરૂર ભૂલ કરી છે. અલબત્ત, હવે તો જે પાનું પડે તે નિભાવી લીધા સિવાય કોઇ છૂટકો નહોતો.

એણે કહ્યું: 'હું બહાર જઉં છું.'

'ક્યાં વળી ?'

'ગોરખને શોધવા ?'

'ઓલ્યો તમારો ચેલકો ? તે એ ભાગી ગયો તે બલા ટળી. એને વળી શું કામ શોધવા જવું છે ?'

'અરે બિચારો ! મને જોઇને શરમાયો. પણ મારાથી એને કાંઇ છોડી દેવાય ?'

'તમને તો એવી ને એવી વેઠ જ કરવી ગમે છે. ગામના ગોલાપા કર્યા કરો તમે !'

'અરે, તું સમજ નહિ અમારી વાતમાં. આ જંગલ છે. બિચારો ભૂલો પડે. વનવગડામાં રઝળે, ભૂખ્યો રહે, તરસ્યો રહે. વળી જાનવરનો પણ ડર.'

'તે તમે વળી શું ધાડ મારવાના હતા જાનવર સામે ?'

મચ્છેન્દરનો ચહેરો આ તિરસ્કારથી કાંઇક સખ્ત બન્યો. પણ નવો કજીયો વહોરવાના ડરથી એ ચૂપ રહ્યો. 'એ તો ઠીક છે. વખત આવ્યે. પણ મારે જવું જ જોઇએ.'

'તે પાછા ક્યારે આવશો ?'

'રાત પહેલાં તો આવીશ.'

'હા' પણ ભેગું કાંઇક હથિયાર બથિયાર લેતા જજો, ને જો જો કહું છું પછી કહેતા નહિ કે કીધું નહિ. હુડબલાઇ કરતા નહિ. ઘેર બાઇડી છોકરાં વાટ જુએ છે એ ધ્યાનમાં રાખજો.'

'ભલે જરૂર !' અને મચ્છેન્દર હાથમાં ડાંગ લઇને ગોરખની શોધમાં નીકળી પડયો.

[ ૫ ]

મચ્છેન્દરે છેલ્લાં ચાર વર્ષ દરમિયાન કોઇ દિવસસ્વૈર વિહાર કરેલો નહિ.

ઘર બહાર એ જેટલાં કદમ ભરતો એ જાણે ગણીગણીને મૂકતો. એનો પ્રત્યેક કદમ કાર્યાર્થી હતો. સવારે એ સીમમાં જતો પોટલીયે, એ ગામમાં જતો તો માલ ખરીદવા, એ જંગલમાં જતો તો લાકડાં લેવા, એ નહાતો તો ખાઇ લેવા, એ ખેતરે જતો તો ખેતી કરવા, ને કોઇક વાર પરગામ જતો તો ખાસ કામે. ને આ બધામાંથી એને વહેલામાં વહેલી તકે પાછા ઘેર આવવાનું હતું.

આજે એનો પહેલો વિહાર હતો. માથે મધ્યાન્હનો સૂર્ય

તપતો હતો. નીચે ધરતી ઉપરનું સુક્કું ઘાસ ખડખડતું હતું. લીલાં વૃક્ષો કોઇ અવર્ણનીય મસ્તીમાં જાણે કે ડોલતાં હતાં. ડાળીએ ડાળીએ કોઇ ને કોઇ વનપંખી કલરવતું હતું. જમીન ઉપર ચિત્રવિચિત્ર રંગના ફૂલોવાળા નાનામોટા રોપાઓનાં ઝુંડ કે ઝાડીઓ પથરાઇ હતી ને એની ઉપર અવનિતલના તમામે તમામ રંગ ધારતાં પતંગિયાં ઉડતાં હતાં. મધ્યાન્હનો આછો પવન લીલાં પાંદડાંઓમાંથી ચળાઇને ઠંડો બનીને વહેતો હતો. પહાડો ને ખીણો, નદીઓ ને ઝાડીઓ ચોપાસ નજર પડે ત્યાં સુધી ગૌરવભરી શાંતિથી પથરાયાં હતાં. આસ્માનમાં ચડવા માટે ક્ષિતિજ સુધી જાણે કે નંગજડિત લીલી સીડી પથરાઇ.

કેવું મજાનું! અનંતકાળ સુધી આમ ને આમ ચાલ્યા કરીએ તો કેવું મજાનું! જગત ડૂબો! ધરા કંપો! મહાસાગર માઝા મૂકો! મને તો આમ અનંત વિહરવા દેજો!

કોઇ ભીડાતાં બંધન એકાએક તૂટયાં હોય એટલી આસાની એને કળાઇ. કોઇ છોકરો ઘરમાંથી નાસીને રઝળવા નીકળ્યો હોય એમ પ્રત્યેક સ્વયં સાદી વસ્તુમાંથી પણ નવું સૌંદર્ય પીતો એ મસ્ત બનીને ડોલતો ડોલતો આગળ ને આગળ ચાલ્યો.

એના મનમાં આશા હતી કે ગોરખ તો ખૂબ દૂર નાસી ગયો હશે. દૂર દૂર દેખાતી પંચવટીની નીચે ગોરખને એકધ્યાન બેઠેલો જોઇ એના હૃદયમાં નિરાશાની વેદના જાગી. ઘડીભર ડમાતી આશાએ નવો આધાર મેળવ્યો. રખે આંખો એને દગો દેતી હોય.

જેમ એ નજીક આવ્યો તેમ તેમ આ નવો આધાર કાચો લાગ્યો. પંચવટીની નીચે બેઠેલો માણસ ગોરખ જ હતો.

'બચ્ચા ગોરખ !' એણે કહ્યું.

ગોરખે ઉંચે જોયું. ખભે ડાંગ લઈને પોતાની સામે ઉભેલા મચ્છેન્દરને એણે જોયો.

એ ઉભો થયો : 'કોણ મચ્છેન્દરનાથ ! આપ ક્યાંથી ?'

'હું આવ્યો છું તારી પાછળ શોધ કરવા. ચાલ આપણે ઘેર.'

'આપને ઘેર ?' ગોરખને આ શોધ ન સમજાઈ.

'હા. તું ચાલ, તું ભૂખ્યો હોઈશ, થાક્યો હોઈશ.'

'ભલે' ગોરખ ઉઠ્યો. 'ચાલો.'

'આપણી મઢૂલી તો આ રહી. ક્યાં દૂર છે ? જરાક આંહી બેસાએ. જગ્યા મજાની છે હો ?'

ડાંગ ભોંય પર ફેંકીને મચ્છેન્દર ગોરખ સામે બેઠો.

'તું નાસી શું કામ ગયો ?' મચ્છેન્દરે નીચે બેસીને સવાલ પૂછ્યો.

ગોરખ નીચે બેઠો. એના ચહેરા ઉપર સહેજ માનસિક અસ્વસ્થતા આવી. 'કાંઈ નહિ.'

'ના. કાંઈ નહિ કેમ ? શું હતું એ તો કહે ? તને ડર લાગ્યો ? શરમ લાગી ?'

[ ૬ ]

પોતાની સમસ્યાનો ગોરખને ઉકેલ મળી ગયો. સમાજના અંગો ને સમાજનું તંત્ર બન્ને પરસ્પરાવલંબી હોવાં જોઈએ. એકલા દેહનો જેમ કશો અર્થ નથી તેમ એકલા વિચારોનો કોઈ અર્થ નથી. એ બોલ્યો:

'ગુરૂદેવ! મને આપનું દ્રશ્ય વેદનાજનક લાગ્યું હતું.'

'મને જોવાથી તને દુઃખ થયું?' મચ્છેન્દરનાથના અવાજમાં જરાક તાજુબી, જરાક રોષ, જરાક ખેદ હતો. શોધ પાછળ મારો સમય બગાડું છું ને તું તો કહે છે કે તમને જોવાથી મને દુઃખ થયું. ઠીક ભાઈ.'

'એમ નહિ, ગુરૂદેવ. પણ કયાં મચ્છેન્દરનાથ ને કયાં મચ્છેન્દર? આપ પલટાયા તો હશો એમ હું માનતો જ હતો, પરંતુ આટલા બધા પલટાયા હશો એમ તો નહોતો માનતો.'

'અમે તો છીએ એના એ છીએ. અમે તો કાંઈ નથી પલટાયા? બાકી તો ગોરખ, આ જમાનો જ પલટાય છે.'

'ને જમાનાને પણ પલટાવવાની હામ ભીડનાર માણસ જમાનાની સાથેસાથ જમાના પૂરતાય ન પલટાય એ તમને અજુગતું નથી લાગતું?'

'આપણને તારી વાતમાં સમજ નથી પડતી. બાકી અમે તો એના એ જ મચ્છેન્દર છીએ.

ગોરખની આંખમાં કાંઈક વેદના પૂરાઈ. ભારભરી સ્વસ્થતાથી એ બોલ્યો. 'ગુરૂદેવ ! મારા કહેવાનો આશય આપ નથી સમજ્યા. આપનો દેહ એનો એ છે–એટલે કે આપને એનો એ લાગે છે. આપની પ્રેરણાઓ પણ એ જ છે. આપની માયા પણ એની એ જ છે. પરંતુ આપનો આદર્શ એનો એ નથી.'

'એટલે ?'

'એટલે ભગવન્, એક વાર લોકકલ્યાણ ને લોકસંગ્રહના ભાવ આપ ભજતા હતા. માણસ ઉપર એની ભાવનાના ઢોળ ચડે છે. એ આદર્શે આપનું નૂર અજબ હતું. આજ આપને એ આદર્શ નથી રહ્યા.

મચ્છેન્દરની આંખમાં વિષાદ આવ્યો. પોતે ગોરખની વાત નથી સમજતો એવો દંભ એક ક્ષણભર એના શરીર ઉપરથી ઉતરી ગયો.

'ગોરખ !' ખાસ સલાહ આપતો હોય એ ઢબે એણે કહ્યું: 'તું કોઈ દિવસ સ્ત્રીના પાશમાં ફસાયો છે ?'

'ના.'

'તો ફસાજે મા.'

[ ૭ ]

ગોરખના સવાલો ને જવાબો પોતે નથી સમજતો એવો દંભ એક ક્ષણભર મચ્છેન્દરના શરીર ઉપરથી અંચળાની જેમ ઉતરી

ગયો. સ્વાનુભવથી છેતરાયેલો માનવી કોઈ નવજુવાનને સલાહ આપતો હોય એવા વાર્ધક્યથી ભરપૂર અવાજે એણે ગોરખને પૂછ્યું :

'ગોરખ, તું કોઈ દિવસ સ્ત્રીના સંસર્ગમાં ફસાયો છે ?

'ના.'

'તો ફસાજે મા.'

'એટલે ?' ગોરખે સવાલ પૂછ્યો.

'એટલે શું ?' ગાર્હસ્થ્યના ભાર નીચે લદાયેલા દરેક માનવીનો સ્વભાવ જેમ ટુંકો થઈ જાય છે તેમ મચ્છેન્દરનો સ્વભાવ પણ ટુંકો થયો હતો : 'એટલે એમ કે તું પરણ્યો નથી ને ?–પણ તું પરણ્યો હો જ ક્યાંથી ? પરણ્યો હો તો કાંઈ આમ છૂટો ફર. આમ રઝળવા કરતાં ક્યાંય ઝૂંપડું બાંધીને બેઠો ન હો ?'

રઝળવું એ અનિચ્છનીય વસ્તુ છે. ને રઝળવા કરતા ઝૂંપડું બાંધીને બેસવું એ બહેતર છે એમ આ વાક્યનો શબ્દાર્થ હતો. પરંતુ બોલવાની ઢબ, બોલવાનો અવાજ એથી કાંઈક જુદો જ ભાવ બતાવતો હતો. શબ્દ અને ભાવ વચ્ચેનો આ તફાવત ગોરખથી અછાનો ન રહ્યો. એ તફાવત એને સહેજ ખૂંચ્યો. સહેજ અસ્પષ્ટ અવાજે એણે જવાબ આપ્યો.

'મારાથી કેમ પરણાય ?'

'કેમ, શા માટે ન પરણાય ?'

શબ્દે શબ્દ ઉપર ભાર મૂકીને ગોરખ બોલ્યોઃ 'એક તો પ્રતિજ્ઞા લીધી છે જીવનભર અપરિણીત રહેવાની.'

મચ્છેન્દર ચૂપ રહ્યો. ગોરખે ક્યારે, કોના આદેશથી અને કોની સમક્ષ એ પ્રતિજ્ઞા લીધી હતી એ એ જાણતો હતો. પોતે વ્રતભંગ થઇ ચૂકયો હતો. પોતાના અનેક અનુયાયીઓએ શું કર્યું હશે એ એ નહોતો જાણતો–જાણવા નહોતો માગતો.

'અને બીજું ?'

'અને બીજું એ કે પહેલી પ્રતિજ્ઞા લેનારાઓ એ શા માટે નથી પાળી શકયા, એ કારણ હું સમજ્યો છું એ માટે '

મચ્છેન્દરનો ચહેરો આતુર બન્યો. એના અંગેઅંગમાં એના હૃદયમાં, એની આંખમાં આતુરતા ચમકી ઉઠીઃ 'શા માટે ન પાળી શક્યા એ કહે જોઇએ.'

'ગુરૂદેવ. એ પ્રતિજ્ઞા જ પહેલાં તો લેવાવી જોઇતી ન હતી. પરણવું ન પરણવું એ ઐચ્છિક વિષય છે. વ્યક્તિગત જીવન જીવવા માગનારાઓ પરણવાના જ છે. સમૂહગત જીવનમાં માન-નારા પરણવાના નથી.'

' એક પ્રતિજ્ઞાના બંધનથી બંધાયેલો સમૂહ એ સમૂહ નહિ ?'

' તમે કહો છો એવા કોઇ સમૂહ સમક્ષ વ્યક્તિથી પર એવો કોઇ મહોજ્જવલ આદર્શ હોય તો જ એ સમૂહ સાચો. એટલે કે અંગભૂત વ્યક્તિઓનાં જ હિતની સાધના અર્થે થયેલો સમૂહ સમૂહ ન બની શકે. સાચો સમૂહ તો ત્યારે જ રચી શકાય–સાચી

સમૂહ–ભાવના પણ ત્યારે જ એ પ્રગટ કરે કે–લોકના સમૂહના શ્રેયસ્ ને ખાતર જ એ સમૂહ સ્થપાયો હોય.'

'પણ મારી નેમ લોકકલ્યાણ સાધવાની જ હતી ને?' 'ગુરૂદેવ ક્ષમા કરજો! આજ પાછળ નજર નાંખીને હું એમ કહી શકું છું કે આપનો રાહ આપ ધારો છો એટલો લોક-કલ્યાણનો નહોતો.'

'કેવી રીતે?'

'આત્માના વિકાસ કરતાં શારીરિક વિકાસ એ બહેતર છે, એમ આપ માનતા હતા. એ વિકાસમાં સ્ત્રીઓ અંતરાયરૂપ છે માટે એમની સામે નજર સરખી કરવી એ પણ પાપ છે એમ આપ કહેતા હતા. પરંતુ આપ જે શારીરિક વિકાસ સાધવા માગતા હતા તે આપનો ને આપના અનુયાયીઓનો. આપની પ્રવૃત્તિ જ હતી શારીરિક વિકાસની. એ સિદ્ધ થયા પછી?'

મચ્છેન્દર ગોરખના દેદિપ્યમાન ચહેરા સામે જોઇ રહ્યો.

પરંતુ શારીરિક વિકાસ સિદ્ધ કર્યા પછી અનુયાયીઓએ શું કરવું? પોતાનાં શરીરો માત્ર જ જાળવ્યાં કરવાં?

'શરીર વિકસિત થાય એટલે એની વાસનાઓ, વાંછનાઓ, પ્રેરણાઓ ને શક્તિઓ પણ વિકસિત થાય. એ બધા માટે બહાર નિકળવાનો માર્ગ શો? આપે ધર્મની સોદાગરી જોઇ, આત્માના નામથી ખેલાતા વ્યભિચારના અખાડા જોયા અને આપને વાજબી રોષ પેદા થયો. આપ સમર્થ હતા ને આપે અમુક પ્રકારનું

આત્માના વિકાસનું અનુયાયી દળ ઓછું કર્યું. આનું પરિણામ એ આવ્યું કે 'આત્માના વિકાસ'ના સોદાગરો ચેત્યા. એમણે એમના રસ્તા કાં તો ઢાંકયા ને કાં તો સુધાર્યા. પરંતુ આપના અનુયાયીઓનું શું? શરીરનો વિકાસ સાધીને એમણે કરવું શું? એ જે રીતે નિકાસ માગે, પ્રગટીકરણ માગે એ એમણે આપવાનો જ રહ્યો. એટલે જ હું કહું છું કે પ્રત્યેક પગલે, જે સમૂહ કે જે સંસ્થા, લોકસંગ્રહને નજરમાં ન રાખે, એની જરૂરતો, એની આબાદી ઉપરથી જ પોતાના રસ્તા ન મુકરર કરે એ આખરે તો વધારેમાં વધારે વ્યક્તિઓની સભા સમો બનવાનો. બીજું, જે માણસને જીંદગીમાં બીજો કોઇ ઉત્કટ રસ નથી એનો એક માત્ર રસ જીન્સી છે. ભુખ્યો વાઘ જેમ પોતાની બધી ભૂખની કિન્નાખોરી સાથે શિકાર ઉપર પડે એમ એ કોઇ ને કોઇ સ્ત્રી ઉપર પડે છે. કાં તો એ સ્ત્રીને ખાઇ જાય છે ને કાં તો સ્ત્રી એને ખાઇ જાય છે. બધા સુધારાઓ—બધી જ સુધારણા પ્રવૃત્તિ આ એક માત્ર સ્થિતિ—જેને હું ગાર્હસ્થ્ય કહું છું—એ માર્ગે જ જનારી હોય છે.'

'ત્યારે શું માણસે પરણવું જ નહિ?' મચ્છેન્દરને આ તર્કશાસ્ત્રનાં પગથિયાઓ સમજાયાં કે રૂચ્યાં હો કે ન હો તો પણ છેલ્લું પગથિયું તો સ્વાનુભવથી યે સાચું લાગ્યું.

'પરણવું. પણ કેવળ પરણવાને ખાતર જ નહિ.'

'એટલે?'

'ગુરૂદેવ! સામે ઉભો આ પહાડ જુઓ. આંહીથી કેવો મનોહર લાગે છે! એના ઝરણાંઓ, એના શિખરો, એની ખીણો,

એની ઝાડીઓ આંહીથી, દૂરથી કેટલા રોચક છે. પણ નજીક જઇને જોઇશું તો એ માત્ર પત્થરની એક બેડોળ ને બેઢંગ કૃતિ જ દેખાશે. એ જ પહાડના પત્થરોમાંથી, જુઓ, સામે દેખાય એ ઇમારત બંધાઇ છે. પહાડની પાસે દૂરથી એ કેટલી ક્ષુદ્ર લાગશે. પરંતુ નજીક જઇને જોઇશું તો સ્વચ્છ, દોરબંધ, ને જોઇતી જરૂરતોને પૂરી પડે એવી છે. આપણી લગ્ન સંસ્થા છે એ પહાડ જેવી. દૂરથી રળિયામણી ને નજીક જતાં એવી કઠોર ને બેડોળ.'

'ગુરૂદેવ, આ પહાડ છે એ પત્થરોનો સમૂહ છે. માત્ર નિઃક્રિયતાથી એ સ્થાને પડયા રહ્યા છે. હેતુ વગરની, માત્ર હયાતિને ખાતર હયાત થતી વસ્તુની એ પ્રતિમા છે. એ પહાડ છે એ કોઇ પ્રગટ અર્થ નથી સારતો. માત્ર પહાડને ખાતર પહાડ છે. સહેતુક રચનામાં વગ હોય, સગવડ હોય, આવવા જવાના રસ્તાઓ હોય. ત્યાં કશું નથી. આગલા પત્થરને દાબી રીઢો કરીને નવો પત્થર પડયો છે એવી જ રીતે પ્રત્યેક જૂના લગ્નની જડ કાયમ કરીને નવું લગ્ન થાય છે.'

'તું શું કહે છે એ મને નથી સમજાતું, ત્યારે તું એમ કહે છે કે લગ્ન ન કરવાં ?'

ગોરખ હસ્યો : 'હું એમ કહું છું ગુરૂદેવ કે અહેતુક વસ્તુ કેવી હોય તે જુઓ. દરેક અહેતુક વસ્તુમાં જડતા એ એક પ્રાણ—નિષ્પ્રાણ—છે. આ પહાડનો પાયો– આધાર સૌથી છેલ્લે પડેલો પત્થર નથી. એ છેલ્લા પત્થરને ને પહાડને કશી લેવા દેવા નથી. એ નહોય તોય પહાડમાં ઉણપ નથી આવતી. હવે જો આ પહાડમાંથી પત્થરો ખોદી એને ઘડીયે અને એમાંથી જુદા જુદા કે

એક એકથી ચડિયાતા નમૂનાની ઇમારતો બાંધીયે તો સૌથી પહેલાં બાંધેલાં મકાનો પાછળના મકાનો ઉપર માત્ર પોતે પહેલાં બંધાય એ કારણે પ્રાધાન્ય નહિ ભોગવે. મારે લગ્નો જોઇએ છે, લગ્ન સંસ્થા નથી જોઇતી. મારે પહાડ નથી જોઇતો, પત્થરોના મકાનો જોઇએ છે. લગ્ન એ વ્યક્તિ પ્રશ્ન છે અને દરેક વ્યક્તિએ પોતાની જરૂરતો જોઇને લગ્ન કરવું જોઇએ.'

'એ તો ઠીક છે.'

'એક પુરૂષ એક સમોવડી સ્ત્રી સાથે પરણે. એ શા માટે પરણે છે ? લગ્ન દ્વારા એને શું જોઇએ છે એ એ સમજે. કોઇ બાળક ખાતર પરણે, કોઇક સહચારને માટે પરણે કે કોઇ સુખી ને શાંત જીવન માટે પરણે. માણસ કે સ્ત્રી ગમે તે કારણ માટે પરણે. માત્ર દરેક વ્યકિત સામી વ્યકિતની સ્વતંત્ર ઇચ્છાથી, એના પરણવાના કારણની સાચી સમજણના પ્રમાણિક એકરાર પછી એની પોતાની સાચી સમજૂત સાંભળ્યા પછી લગ્ન કરે, લગ્ન જીવનમાંથી આ હેતુ નાબૂદ થાય એટલે લગ્ન રહેતાં જ નથી. એ લગ્ન ફોક થવાં જોઇએ.'

'શું તું છૂટાછેડાની વાત કરે છે ?'

'જ્યારે સાચો હેતુ સિદ્ધ નથી થતો ત્યારે છૂટાછેડા તો થઇ જ ગયા છે. પછી જે લગ્ન ચાલે છે એ કેવળ વેશ્યાવૃત્તિ જ છે. એક બાળકને ખાતર પરણનાર પુરૂષ કે સ્ત્રીને એ લગનમાંથી બાળક ન થાય, સુખ સગવડને ખાતર લગ્ન કરનાર વ્યકિતને એ લગનમાંથી સુખ સગવડ ન મળે, તો પછી મૂળ હેતુના અભાવથી બાકી રહે છે એ તો માત્ર શુષ્ક વેશ્યાવૃત્તિ જ છે.'

ડાંગ ઉપર શરીર ટેકવી મચ્છેન્દર ઉભો થયો : 'હવે તું એમ કર. ચાલ આપણે ઘેર, હમણાં તો ચાલ. તારી વાત જ્ઞાનનું અપથ્ય ને વિચારોનો વલોપાત કરાવે એવી છે. આપણે પછી નિરાંતે વાત કરીશું.'

'મારા જેવો તોફાની માણસ તમને પાલવશે ?'

'હવે ચાલને ભાઇ !'

'સારૂં ચાલો.' અને ગોરખ મચ્છેન્દરની સાથે જવા ઉઠયો.

[ ૮ ]

ગોરખને સાથે લઇને મચ્છેન્દર પોતાની મઢૂલિએ આવ્યો. આરણામાં તિલા ઉભી હતી. અતિથિને આદરથી આવકારતી એણે કહ્યું : 'આવો !'

બન્ને જણાં ઘરમાં બેઠાં. તિલા ભોજન પ્રબંધ કરવાને માટે અંદર ગઇ. પાછળ મચ્છેન્દર ઉઠીને ગયો.

'કાંઇ લાવવું પડશે ?' એણે પૂછ્યું.

'ના. ચાલશે. પણ મેમાનને કેટલાક દિવસ રોકવા છે ?'

'કેમ. હજી તો આજેજ આવ્યા.'

'ના. ભલેને આવ્યા. સમુ સારૂંને. ઘરમાં જરા વસ્તી થશે.'

મચ્છેન્દર બહાર આવ્યો : 'જો ભાઇ !' એણે ગોરખને કહ્યું:

'આપણે અત્યારે કાંઇ વધારે માથાઝીક નથી કરવી. અત્યારે તો આપણે આમસ્થી વાતો કરીએ.'

તિલા અંદરથી બહાર આવી. એના ચહેરા ઉપર કાંઇક આતુરતા હતી. 'પણ તમે બેય અંદર બેસો ને! તો હુંય તમારી વાત સાંભળું ને.'

'હા. એ ઠીક. ગોરખ ચાલ અંદર બેસીએ.' અંદર બેસીને તેઓ વાતો કરવા લાગ્યા. થોડી વાર થઇ પછી તો મચ્છેન્દર ને તિલાની વાતો ખૂટી પડી. પછી સહજ જ વાતો કરવાનું ગોરખને માથે ને સાંભળવાનું મચ્છેન્દર અને તિલાને માથે પડ્યું.

ને એ બે જણાએ એમની આંખ આગળ કોઇ નવી સૃષ્ટિ ઉઘડતી જોઇ. બરફનું તોફાન, વિષકન્યાનો વાસ, ચારવાકનો આશ્રમ–ઘટમાં જાણે ઘોડા થનગનતાં હોય ને ઘોડા ઉપર બેસીને તેઓ કોઇ નવા જ વિશ્વમાં વિહાર કરતાં હોય એમ એમને લાગ્યું. ગોરખ ઘણું ભમ્યો હતો, એણે ઘણું જોયું હતું, એણે ઘણું સાંભળ્યું હતું ને ઘણું અનુભવ્યું હતું. એમની બુદ્ધિ, એમની ભાવના જાણે કોઇ કસોટીએ ઘસાવા માંડી.

ને એમને એમ રાત પડી. ને આખરે બધા સૂવા ઉઠયાં. પૃથ્વી ઉપર અંધકાર છવાયો. આકાશમાં એકાદ બે તારા નીકળ્યા. ક્યાંક ઘુવડ બોલ્યું. ને વહી જતી રાતના પહોર એક પછી એક ચડવા માંડયાં.

[ ૯ ]

સુરેન્દ્રને ઉંઘ નહોતી આવી. ને એના અંતરમાં એક મંથન ચાલી રહ્યું હતું.

'લગન એ સંસ્થા નથી, પરંતુ સ્થિતિ છે. એનો હેતુ પૂરો થઇ જાય ત્યારે અથવા તો હેતુ અપૂર્ણ રહે ત્યારે લગન લગન નથી પરંતુ વેશ્યાવૃત્તિ છે.' સ્ફટિકની શિલામાં કોઇ સલાટ લોખંડથી લેખ કોતરે એમ ગોરખના આ વાક્યો એના મગજમાં કોતરાયાં હતાં.

ત્યારે જાતીય આકર્ષણને ખાતર જ લગ્ન થાય છે. પુરુષ અને પ્રમદાની અર્ધી અર્ધી પાશવતાનું ત્યાં એકીકરણ થઇને માનવતા પ્રગટે છે, આ બધી વાતો સદંતર નાપાયાદાર હતી ?

ગોરખ કહેતો કે અહેતુક વસ્તુઓ પહાડની માફક દૂરથી રળિયામણી લાગે છે. સહેતુક વસ્તુ કોઇ ચણેલી ઇમારતની જેમ દૂરથી ભલે નાની લાગે પરંતુ સ્વાનુભવે વધારે સોહભરી લાગે છે. પહાડ ઉપર રહેવાય નહિ, મકાનમાં રહેવાય. પહાડ તૂટે ત્યાં ખીણ જ થાય. મકાનને તો ન તૂટે એની મરામતો થયા કરે.

ખરે, ગોરખની વાત સદંતર નાંખી દેવા જેવી તો નહોતી જ. ત્યારે લગ્નનો પાયો શું ? લગ્ન એટલે સમાજની વેદી ઉપર વ્યક્તિઓનું બલિદાન કે વ્યક્તિઓની વેદી ઉપર સમાજનું બલિદાન.

'પણ સમાજને લગ્નમાં સંડોવવો શા માટે જોઇએ ? લગ્ન સમાજના પ્રવેશમાંથી લઇ લઇએ તો ?

તો...તો......સમાજ પાસે શું રહે ?

મચ્છેન્દરે ખૂબ વિચાર કરી જોયો. પરંતુ કેવળ લગ્ન સિવાય સમાજની બીજી કોઇ કામગીરી ન જોઇ.

સમાજ એટલે લગ્નવ્યવસ્થા.

લગ્નમાં અવ્યવસ્થા થાય તો સમાજમાં પણ અવ્યવસ્થા થાય. વારસાનું શું થાય? મિલ્કતનું શું થાય?

લગ્ન એટલે વારસાહક.

પણ અનેકોને તો વારસા જેવું છે શું? અનેકોને તો વારસામાં માત્ર કરજ જ આપવાનાં છે.

પણ થોડાકને છે વારસામાં આપવાનું—ધન, જમીન, સત્તા ને સ્થાન. એ થોડાઓનો વારસો થોડાઓ જ પાસે રહે એ ખાતર આ આખું તંત્ર.

કોણે આવું તંત્ર રચ્યું હશે?

ને મચ્છેન્દરને પહેલા આત્મજ્ઞાનનો આઘાત લાગ્યો, જેમનો સ્વાર્થ છે એમણે આ તંત્ર રચ્યું ને જેમનો સ્વાર્થ નથી એમણે મંજૂર રાખ્યું!

રાજાનું રાજ એના દિકરાને જ રહે, એ ખાતર એણે સત્તાનો ઉપયોગ કર્યો ને લગ્નને એણે નિઝામત અદાલતમાં મૂક્યાં. બ્રાહ્મણનું શાસ્ત્ર એના પુત્ર પાસે જ રહે એ ખાતર એણે રાજાનો—સત્તાનો સાથ પૂરાવ્યો ને રાજા ને બ્રાહ્મણે મળીને વગર પરસેવાની કમાઇ માત્ર પોતાના જ હિતમાં નહિ પરંતુ પોતાના વંશવારસોના હિતમાં પણ જાળવી રાખવાની એક તરકીબ રચી.

લગ્ન વ્યવસ્થા એ તરકીબ હતી. ગરીબને સદાકાળ ગરીબ રાખવાનું એ એક કાવતરૂં હતું. નાતો, જાતો,તડો એ કાવતરાના હિસ્સેદાર હતા. બ્રાહ્મણો ને રાજા કાવતરાબાજ હતા.

લગ્નના ભાર નીચે દબાઇ ગયેલો એનો પ્રાણ હુંકાર કરતો મચ્છેન્દરની બુદ્ધિમાં બેઠો થયો. એની આંખમાં જૂનો અનલ નવા દાહથી જાગ્યો.

પથારીમાં એ ઉભો થયો. એણે કપડાં પહેર્યાં. આ લગ્નમાંથી, આ તંત્રમાંથી દૂર દૂર નાસી જવું એ એને પોતાનું કર્તવ્ય લાગ્યું. માનવીઓએ રચેલાં સ્વાર્થનાં કોકડાંમાં પોતે કેદી તરીકે કદી યે ન બંધાવું. દૂર...દૂર...દૂર...

એ ઉભો થયો. તિલાની પથારી પાસે ગયો. અદમ ભીડીને ક્યાંય સુધી એ તિલાના ચહેરાને તાકી રહ્યો. તિલાની બાજુમાં એમનું બાળક સૂતું હતું. એને એ અનિમેષ આંખે તાકી રહ્યો.

માનવીનું સર્જન શા માટે? બંધાવાને માટે?

તિલાને છોડીને ચાલ્યા જવું? બાળકને તરછોડી દેવું? દૂર દૂર કોઇ જંગલમાં, બસ, એકલવિહારી સ્વચ્છંદ કેસરીની જેમ ભમવું! એવી આંખોને પાંખો આવી. સૃષ્ટિના અનેક કુદરતી સૌન્દર્યભર્યા દેશો ઉપર એ આંખો ભમવા લાગી. કુદરત વધારે મોહક ને ઝૂંપડી વધારે દરિદ્ર બનતી લાગી.

એક ક્ષણ શું કરવું એ એને ન સૂઝયું. જેવી આકસ્મિક રીતે તિલાને એ મળ્યો હતો એવી જ રીતે એને છોડીને ચાલ્યા જવું!

## ૫ : કયે રસ્તે ?

આ વારના ચારેક વાગ્યા હશે. ગોરખ ઉંઘમાંથી ઉઠયો, શૌચસ્નાન કરવા એ નદી તરફ જવાની તૈયારી કરવા લાગ્યો. પોતાને ઉપયોગનો સરંજામ અંધારામાં એકઠો કરતાં એ ધીમે ધીમે રાગે ગાવા લાગ્યો.

जटा कटा हसर्न् भ्रमन् भ्रमन्नि लींप निर्झरी
विलोल वीचि वल्लरी विराज मान मूर्धनि !

મચ્છેન્દરે એ સાંભળ્યું. એ ચમક્યો. સરવા બનેલા કાન એણે માંડયા. અપાર્થિવ આતુરતા એના વદન ઉપર છવાઇ.

ગોરખનું ગીત આગળ ચાલ્યું.

धगद् धगद् जगज् ज्वलन् ललाट पटपावके
किशोरचंद्र शेखरे रति प्रति क्षणं मम
धरा धरेन्द्र नंदिनी विलास बन्धु बन्धुरस्फूरत्
दिगन्त संतति प्रमोद मान मानसे

પત્થરમાંથી કોરી કાઢેલી મૂર્તિ સમો મચ્છેન્દર એક ક્ષણ જડ જેવો ઉભો રહ્યો.

ગોરખના શબ્દે શબ્દે એના હૈયાની શ્મશાનવત્ ઉજ્જડતામાંથી જાણે કે કોઇ મહા ભૂતાવળ જાગી.

ઉકળતા તેલમાં પાણીનાં ટીપાં પડે એમ ગોરખના પ્રભાત-ગાયને એના હૈયામાં આધિ જગાવી. એક એક શબ્દ એના અંતરમાં ભૂતકાળની યાદગીરી જગવતો હતો. ચાર વર્ષનું ઉજ્જડ ગાર્હસ્થ્ય સ્મરણની આગમાં ખાક થઇ ગયું ને એની આંખો એની વેરાતી ભસ્મના ધૂમ્મસને પેલે પાર પહોંચી.

એ શાક્તમંદિર–એ ધર્મની સોદાગરી. પોતાને ઉપજેલો તિરસ્કાર–પોતાનો સંપ્રદાય–બધું એના અંતરમાં જાગવા માંડ્યું.

એના અંતરના વેરાનમાંથી જાણે ભૂકંપથી પહાડો પ્રગટ્યા. એ પહાડોના પ્રવાસો, એ શારીરિક શક્તિની સાધના, પરદેશીઓનો એણે કરેલો સામનો. જીવનની અનંત ઘટમાળ જાણે કે ચક્કરે ચડી. એ જુવાનમાંથી નર બન્યો. નરમાંથી નરસિંહ બન્યો. નરસિંહમાંથી પયગંબર બન્યો. ...... ને આખું મહાજીવન કોઇ વૈતાલના ધૂમાડાની જેમ જાણે કે કોઇ નાના પાત્રમાં પર્યાપ્ત થતું હોય એમ એનું જીવન આખરે તિલામાં સમાપ્ત થયું. એના આખા યે જીવનનું સ્થૂળ સ્વરૂપ હોય એવું એક બાળક–એના જીવનની તમામ સિદ્ધિઓ જાણે ત્યાં પૂરી થઇ.

એની મહત્ત્વાકાંક્ષાઓ બધીએ નાબૂદ થઇ! એના આદર્શો બધા યે અધૂરા રહ્યા. જીવનના આરંભકાળે એ શું વાંચ્છતો હતો? આજ એણે શું હાંસલ કર્યું? ક્યાં એ માર્ગ ચૂક્યો હતો? ક્યાં એનું સ્ખલન થયું હતું?

દૂર દૂર, ગોરખથી દૂર, તિલાથી દૂર, એના હૃદયથી આગ અને હૃદયની હાય બન્નેથી દૂર, માનવજાતથી દૂર, કોઇ અંધારી ગુફામાં આંખોએ હાથ દઇને આત્મનિરીક્ષણ કરવાની ન દબાય એવી તાલાવેલી એના દિલમાં એક ક્ષણ મહાસાગરની ભરતીના આગ્રહી વેગથી જાગી.

એણે ઝૂંપડાના બારણા તરફ પગલા ભર્યાં.

'ક્યાં જાઓ છો ?' તિલાનો અવાજ એણે સાંભળ્યો.

[ ૨ ]

મચ્છેન્દર ચમક્યો. તિલા પથારીમાં બેઠી થઇ. 'તમે જાગો છો?'

'હું તો ક્યારની યે જાગું છું.'

'એમ ?'

'હા. પણ તમે અત્યારે ક્યાં જાઓ છો ?'

અસ્પર્શ્યતા પહેલી વાર મચ્છેન્દરના અવાજમાં આવી. 'તમે જાગો છો એ ઠીક જ થયું.' એ બોલ્યો. 'હું જાઉં છું.'

'ક્યાં જવું છે ?'

મચ્છેન્દર બોલ્યો: 'પૃથ્વી વિશાળ છે. એ વિશાળ પૃથ્વી હું ફરીશ. સત્યની શોધમાં. માનવતાની શોધમાં.'

તિલા પથારીમાં બેઠી થઇ. 'તમે જશો મને આમ મૂકીને !'
મચ્છેન્દર ચૂપ રહ્યો.

ગોરખ સ્નાન કરીને આવતો હતો. તિલાએ એને આવતાં જોયો. એ બોલી: 'જ્યારથી તમારો આ જૂનો ચેલો આંહીં આવ્યો ત્યારથી જ મને કાંઈક નવું જ બનવાની ભીતિ હતી.'

તિલાએ ગોરખને એ નજીક આવ્યો એટલે પોતાની પાસે બોલાવ્યો.

'ગોરખ! તમે આંહીં આવો. તમે અમારા ઘરમાં એક સવાલ ઊભો કર્યો છે. એનો તમે જ ઉકેલ કરો.'

'શું છે માતા?'

'તમારા આગમનથી મારા પતિમાં જૂની ભ્રમણશીલતા જાગી છે. એને જવું છે ઘર છોડીને.'

'માતા તો જવા દો એને.'

'હું એના માર્ગમાં આડી નહિ આવું. એમનું ચિત્ત ઊઠ્યું છે. એ જાય છે. ભલે જાય. હું એમને નથી રોકતી. મને મારી ચિન્તા નથી. જિંદગીમાં એક વાર સ્વાયત જીવનનો મેં અખતરો કર્યો હતો. તે ફરીને એક વાર મને એ માર્ગ મુશ્કેલ નહિ બને. પ્રશ્ન એક છે. બાળકનું શું કરવું?

ગોરખે તિલા સામે જોયું. મચ્છેન્દર સામે જોયું.'

'માતા', એણે કહ્યું: 'મને એ બાળક આપી દો.'

તિલાના હોઠ પીસાયા, એનો ચહેરો સખ્ત બન્યો. એના હૈયામાં વેદનાની આગ પ્રજ્વલી. એના અવાજમાં ધાતુના રણકાર જેવો તીખો સૂર ઊઠ્યો.

'અમારા નાવને કાંઠે બાંધી રાખનારું આ લંગર તમે લઇ જાઓ, ગોરખનાથ! હવે અમારાં નાવ અનંત ભવસાગરમાં, અનંત કાળસાગરમાં સ્વછંદે વિહરશે.'

મચ્છેન્દર સામે જોઇને તિલા બોલી: 'પધારો! જે જીવનથી તમને કંટાળો ઉપજ્યો છે ત્યાં હું તમને એક ક્ષણ પણ રોકી નહિ રાખું. અન્નજલ હશે, આયુષ્ય હશે, તો ફરીને કોઇક વાર મળશું. નહિતર..........' એની આંખમાં આંસુનુ એક બિન્દુ આવ્યું.



'પ્રણામ.' મચ્છેન્દરે હાથ જોડ્યા. નમસ્કાર કર્યા.

એણે ગોરખની સામે જોયું, અને કહ્યું.

'ચાલો! હવે આપણે જઇએ!'

અને હાથમાં તેડેલા બાળકને લઇને ગોરખ બહાર નીકળ્યો. ને મછેન્દર એની પાછળ પાછળ ચાલી નીકળ્યો.

[ ૩ ]

તિલાની મનોદશા કેવી હશે. એ જનનીએ પોતાનાં બાળને કઇ ભાવના બુદ્ધિથી પ્રેરાઇને સોંપી દીધું એનો મચ્છેન્દરને ખ્યાલ નહોતો. એ વાતનો ખ્યાલ એણે ઇરાદાપૂર્વક નહોતો કર્યો કે એ ખ્યાલ એને સૂઝ્યો જ ન હતો. એ વિષેની મિમાંસામાં ઉતરવામાં ન તો ગોરખને કે ન તો મચ્છેન્દરને કોઇ અર્થ દેખાયો.

હૃદયસ્પર્શી અને સામાન્ય પ્રસંગો વચ્ચે કે મહાકાળની

અપૂર્વ કુંદરા વર્તે છે. જીવનયાત્રાના તિક્ષ્ણ પ્રસંગો–કોઇ આપ્તજનનું અવસાન, કોઇ આપ્તજનની વિદાય, કોઇ અસહ્ય કે અસહનીય આપત્તિ જેવા કરૂણ ને મુશ્કેલ અવસરો કે કોઇ આનંદભર્યો પ્રવાસ, અજબ મસ્તી, કોઇક વનયાત્રા, કે કોઇક કીર્તિદા અવસર એક વાર માનવીને માથેથી પસાર થઇ જાય છે, ત્યારે ઘડી કે બે ઘડી પછીથી જ એ પ્રસંગો અને સામાયિક જીવન વચ્ચે ખૂબખૂબ અંતર પડી ગયેલું લાગે છે. એ અવસરો વીત્યે એક જ દિવસ ગયો છે કે એક અઠવાડિયું ગયું છે એની પણ ઘણીવાર સંશયશીલતા જાગે છે.

મચ્છેન્દરને પણ તિલા સાથેનો જીવનવ્યવહાર એ જ રીતે પોતાની વર્તમાન મજલમાં ખૂબખૂબ પાછળ પડી ગયેલો દેખાયો. પોતાના સ્વાયત્ત ને સ્વાધીન બનેલા નિર્મળ અંતરમાં કંઇ કંઇ ઉર્મિઓના ફુવારાઓ રંગબેરંગી શિકરો ઉડાડવા લાગ્યા. એને મનમાં થયું કે એના જીવનનું એક પ્રકરણ આજે ખતમ થયું છે. ફરી વાર એ પ્રકરણને એ એ ને એ રીતે કોઇ દિવસ નથી જોઇ શકવાનો.

ફરીને તિલાને મળવાની એને ઇચ્છા હતી કે નહિ એ એ નિશ્ચયાત્મક રીતે નહોતો જાણતો. ફરીને તિલાનો મેળાપ કરવાની એને ઉમેદ કે ભીતિ છે કે નહિ એ પણ એ અત્યારે કહી શકે એમ ન હતું.

પરંતુ એક વાત એ બરાબર સમજતો હતો. એના જીવનની ચોથી મજલ શરૂ થઇ ચૂકી હતી. એ મજલનો અંજામ કેવો આવશે એ તો હજી ભાવીના ગર્ભમાં છૂપાયેલી વાત હતી. પરંતુ ભાવીના ગર્ભમાં ન છૂપાયેલી એવી એક વાત એ તો હવે

સ્વયસિદ્ધ હતી કે ફરીને જો એને તિલાનો મેળાપ થશે, તો એ મેળાપ યા તો દેવ તરીકે કાં તો દાનવ તરીકે કરી શકશે. મધ્યમ માર્ગ હવે એને માટે ન હતો.

નદીના કલરવતાં જળમાં કોઇ નાની નૌકા સ્વચ્છંદે તરતી હોય એમ એના જીવનના અવસરો એની આગળ સ્મરણસરિતાના પટ ઉપર એનાં શરીર–નૌકામાં જાણે કે સરવા લાગ્યાં.

એ નવજુવાન હતો. ને જુવાનીના પગથારે પગ મૂકતાં એના હૃદયમાં સંશય જાગ્યો હતો. 'સંશયાત્મા વિનશ્યતિ !'

'સંશયશીલ આત્માનો નાશ થાય છે.' એ જૂની સંસ્કૃત નીતિશાસ્ત્રની આજ્ઞા. પરતુ સંશયનું નિવારણ કેમ કરવું એ વિષે એ જાતિના ઉપદેશકો કેમ ચૂપ રહ્યા હશે ! સંશય સરખો ય કરવાની બુદ્ધિ રાખવાથી કે સંશય અને અસંશય વચ્ચેના ભેદ પ્રત્યે બેદરકાર બનીને ગતાનુગતિક બુદ્ધિ આચાર આસ્તિક્ય પ્રદર્શીત કરવાથી કે જ્યાં જ્યાં સંશય જાગે ત્યાં ત્યાં સત્યનું અન્વેષણ કરવાની બુદ્ધિ રાખવાથી ?

કુતર્ક ન કરવો એ નીતિની આજ્ઞા ! કુતર્ક કોને કહેવો એ વિષે નીતિશાસ્ત્ર ચૂપ. શાસ્ત્રોના વાક્યોને વેદવાક્ય તરીકે પ્રમાણવા એ ધર્મની આજ્ઞા. શાસ્ત્રો કોને કહેવાં એ વિષે સહુ ચૂપ. કોઇ વિશાળ ભૂલભૂલામણીની વચમાં જાણે કે માનવીને મૂકી દીધો. જ્યાં બધા જ માર્ગો બંધ અને અંધ છે ત્યાં ગમે તે માર્ગે જવામાં શો પ્રત્યાઘાત હોઇ શકે ? અનેક પંથો, અનેક ગ્રંથો, અનેક વાદો અને અનેક સ્મૃતિઓ–આ બધાનો મર્મ શો એ જ હશે ? વિશાળ હિન્દુ

ધર્માન્તર્ગત અનેકતા અને હિન્દુધર્મની જાહેર સહિષ્ણુતા—એ બન્નેનો મર્મ શું આ જ હશે?

'એક વિશાળ કિલ્લાના તમામ દરવાજા બંધ કરીને, પોતાના ગામમાં મરવામાં પણ કલ્યાણ છે ને પરગામમાં વાસ કરવો એ ભયાવહ છે.' એવો ઉપદેશ આપીને લોકોને એ કિલ્લામાં જ્યાં વસવું હોય, જ્યાં ફરવું હોય ત્યાં ફરવાની છૂટ આપવામાં આવે એના જેવી જ આ વાત થઇ.

કિલ્લાની ઉપમા બરાબર જ હતી. કિલ્લો ઉદાર હતો કેમકે એના ગમે તે વાડામાં લોક રહે એ સામે એ અનુદાર ન હતો. કિલ્લો સહિષ્ણુ હતો કેમકે એની અંદર લોક ગમે ત્યાં ફરે એ સામે એને દુઃખ નહોતું. કિલ્લો અજ્ઞાનને પોષતો હતો એમ પણ ન હતું, કેમકે કિલ્લાની ભૂગોળ, ખગોળ, ને ભૂસ્તર સંબંધી પુષ્કળ માહિતી આપનાર ગ્રંથો એમ મોજુદ હતા. કિલ્લાના વાસીઓ વ્યવસાય વગરના હતા એમ પણ ન્હોતું કેમકે કિલ્લાની બાંધયાર હવાથી શિઘ્ર મૃત્યુ પામતા વાસીઓ વસ્તી વધારવાને માટે લગ્ન, ટુંકા જીવનમાં મણાય એટલી મોજ માણી લેવા ખાતર મરણ-પરણના ખાનપાનની ગમે તે નિમિત્તે પણ યોજવામાં આવતી મહેફિલો અને નવરાશ મળે ત્યારે ગ્રંથોની પરસ્પર વિરોધી માહિતીઓ વિષેની ચર્ચાઓમાં બહુ જ સહેલાઇથી સમય વિતાવી શકતા હતા ને કિલ્લાનો આમાંથી કોઇ સામે કશોય પ્રત્યવાય નહોતો.

એ કિલ્લાના માલિક કોણ? કોનો સ્વાર્થ હતો એ કિલ્લાના ચણતરમાં ને નિભાવમાં? કિલ્લાનો સ્વામી બીજો કોણ હોઇ શકે? રાજા. રાજા અને બ્રાહ્મણ બેયે આ કિલ્લો રચ્યો ને વગર પર-

સેવે જીંદગી જીવવી એ એમનો સ્વાર્થ. એક કિલ્લાવાસીઓની મહેનતમાંથી ભાગ લેવા લાગ્યો, પોતે એકલો જ આ કિલ્લો ને કિલ્લાની દીવાલ ટકાવી રાખે છે એ માટે બીજો કિલ્લાવાસીઓની મોજમાંથી ભાગ લેવા માંડ્યો. એક માણસની મહેનતમાંથી પેદા થતા માલ ઉપર દક્ષિણા લેવા લાગ્યો બીજો માણસમાંથી પેદા થતા માણસ ઉપર દક્ષિણા લેવા લાગ્યો. લોકોની મોજ વધે તો એમાં ફાયદા હતા. એક તો વધતાં જતાં ખર્ચને પહોંચી વળવા એમણે વધતી જતી મહેનત કરવી પડે એ રાજાને લાભ. બીજું એમાંથી વધારે ભાગ મળે એ બ્રાહ્મણને લાભ. ને ત્રીજું મહેનત ને મોજમાં મશગુલ બનેલા કિલ્લાવાસીઓ કિલ્લો ત્યાગ કરવાનો વિચાર ન કરે એ બન્નેને લાભ. એટલા માટે રાજાએ બ્રાહ્મણને પોતાના પાસવાન બનાવ્યા ને બ્રાહ્મણે લોકોને ગંભીર ઉત્સવો લેખાવવા માંડી. સંતતિ એટલે પરલોકની બારી. લગ્ન એટલે જ સાચું જીવન. મૃત્યુ એટલે પિતૃની પ્રાપ્તિ. સંતતિ, લગ્ન ને મૃત્યુ એ ત્રણના અનેકવિધ અનેકદેશીય ઉત્સવો એ જ કિલ્લાનું જીવન. એ ઉત્સવો જેમ ખરચાળ એમ બ્રાહ્મણને 'પાન્તુ' વધારે ને લોકોને એટલો વધારે પરિશ્રમ કરવો પડે એ રાજાને લાભ.

મહાકાળના સાગરમાં લોખંડી જંજીર સમા આ કિલ્લામાં એમનો કોઈ શાહ હશે ! કોઈ જ બડભાગી કે હતભાગીના દિલમાં જાગે એવી મુરાદ નવજુવાન મચ્છેન્દરના દિલમાં જાગેલી.

એની આંખ આગળ મોજશોખથી ખુવાર થતી પ્રજા શરીરે ઘસાઈને જાણે કે ચિતા પ્રવેશ કરતી હતી. પ્રજાનું શરીર સુદૃઢ હોવું જોઈએ એ પહેલો ખ્યાલ એને આવ્યો. આવું પ્રત્યક્ષ સત્ય એની પહેલાં બીજા કોઈને કેમ નહિ સૂઝયું. એને લાગ્યું કે

કોઇ ઝળહળતું સત્ય સૂઝયું છે ને પ્રત્યેક નવા ઉપાસકની ઉપાસના વિસ્તારની એના હૃદયમાં ભૂખ જાગી. એણે નવો સંપ્રદાય સ્થાપ્યો ને જે ઘણાકોને એવી ઉપાસનાની અવ્યક્ત જરૂરતો સમજાઇ હતી એ એમનામાં મળ્યાં.

પ્રજા-શરીર વિકસે, સુદૃઢ થાય એમાં ગુમાવવાનું ન હતુ રાજાને કે નહોતું ગુમાવવાનું બ્રાહ્મણને. કદાચ શારીરિક વિકાસના લાભો એ જેટલા સમજતા હશે એટલા તો એ પોતે ય નહિ સમજી શકયો હોય. પ્રજાનું શારીરિક કૌવત વધે એટલે એમની મહેનત કરવાની શકિત વધે. એટલી પોતાની સંપત્તિ વધે. રાજાઓએ એની પ્રવૃત્તિ અપનાવી. બ્રાહ્મણોએ નિભાવી. વિશાળ કિલ્લામાં જાણે એક નવો લત્તો સ્થપાયો.

કોઇ મહાન ઉલ્કાપાત જ માનવીને પોતાનો ભુતકાળ નિહાળવાની તટસ્થબુદ્ધિ આપી શકે છે. મચ્છેન્દરને લાગ્યું કે પોતે જે કાંઇ કર્યું હતું તે ચમત્કાર ન હતો. પોતે કિલ્લામાં જ રહ્યો હતો ને પોતાને જેને સુધારવાની તમન્ના હતી એ તો માત્ર કિલ્લાવાસીઓ જ હતા. પરિણામે કિલ્લાવાસીઓની જે દશા મોડે વહેલે એણે થતી જોઇ હતી એ જ દશા આખરે એની થઇ. પરિવર્તન થયું હતું પરંતુ પોતે આમવર્ગને ઉંચે નહોતો લાવી શકયો. જે થયું હતું તે તો એ થયું હતું કે પોતે આમવર્ગની તોલે આવ્યો હતો.

મહાકાળના સાગરમાં લોખંડી જંજીર સમી ભૂલભૂલામણીમાંથી બહાર નીકળવાનો કોઇક ને કોઇ વાંકો ચૂંકો પાતળો, છાનો પણ એકાદ રસ્તો તો હશે ?

ને એ ભૂલભુલામણી એ કારમો કિલ્લો જમીનદોસ્ત કર્યો હોય તો ?

[૧૩]

કિલ્લો જમીનદોસ્ત થાય તો આ આખી યે ભૂલભૂલામણી એક વાર તો એક આંચકા સાથે તૂટેલી મોતીની માળા જેમ તૂટી જાય. માળા ન ભાંગે, માળાના મણકા યે ન ભાંગે પણ એ મણકાનો દોર તૂટી જાય. કિલ્લો તૂટે તોય કિલ્લાવાસીઓ તો હયાત જ રહે. મામરીને બાંધી રોકનાર દોર તૂટે. રાજાની મુકાદમી તૂટે, બ્રાહ્મણની સોદાગરી તૂટે. બ્રાહ્મણ અને રાજાના હિતમાં વધારેમાં વધારે પરિશ્રમ અને વધારેમાં વધારે સંતતિના કારણભૂત લગ્ન તંત્ર નાશ પામે, ભૂપતિને પોતાના આધિપત્ય માટે કોઇને કોઇ પ્રકારના ભૂદેવ તો જોઇએ. ભૂપતિ ને ભૂદેવ બન્નેનું આધિપત્ય નાબૂદ થાય પછી શું થાય ?

વિચારે ચડેલો મચ્છેન્દર ગોરખની પાછળ ચાલ્યો જતો હતો. પોતે શા માટે બહાર નીકળીને ગયો હતો ? પરંતુ શું કરવાનો છે એ વિષે કાંઇ સ્પષ્ટ વિચાર કરવાનો એને અવસર નહોતો મળ્યો. પોતાના જીવનની વિગતો પરત્વેની નહિ એવી વિચારણા કરવાનો અવસર એને ખૂબ લાંબે ગાળે આજ મળ્યો હતો અને કોઇ લગામ છૂટેલો ઘોડો બીજા કશા નહિ તો કેવળ દોડવાની જ વૃત્તિને કારણે દોડયા કરે એમ કશા યે પ્રત્યક્ષ અર્થ વગર એના હૃદયમાં વિચારોની ઉર્મિઓ જાગવા માંડી હતી, ને એ વિચારણા પૂર્વગ્રહ રહિત તર્કશાસ્ત્રના ધોરણે આજ દિવસ સુધી નહિ જોયેલી, નહિ કલ્પેલી એવી એક નવી જ વિચારસૃષ્ટિ તરફ એને ઘસડી જતી હતી.

એકાએક એક બાળકના રૂદને એની વિચાર–યાત્રામાં ભંગ પાડ્યો. મચ્છેન્દર જરા ચમક્યો. સ્થૂળ દુનિયા ઉપર ઉતરતી એની આંખોએ ગોરખના હાથમાં એક બાળક જોયું. એક ક્ષણ એ બાલક કોનું હતું, અને ગોરખ એ બાળકનું શું કરવા માગતો હતો એ પ્રશ્ન કરવાની એને વૃત્તિ થઇ. બીજી જ ક્ષણે એની વિચાર–સૃષ્ટિ ઓગળી ગઇ. પોતે શું હતો, ક્યાં હતો એ એને યાદ આવ્યું અને એ એક ધ્યાનથી બાળકને જોઇ રહ્યો.

શું થશે આ બાળકનું? એને કોણ ઉછેરશે? કોણ એના ઉપર માયા રાખશે? પોતાના માંસમાંથી એનું માંસ બન્યું હતું. પોતાના જ લોહીથી એનું લોહી સરજાયું હતું. પોતાના દેહમાંથી પ્રગટેલા આ બીજા દેહનું શું થશે? વર્ષો પછી એનામાં વિવેક–શક્તિ આવશે. વર્ષો પછી એનામાં જાત જોર આવશે. વર્ષો પછી એનામાં એકલવિહારની ભૂખ જાગશે. એ વર્ષો સુધી આ બાળકનું શું થશે?

બુદ્ધિ, હૃદય, હાડ અને માંસના ખૂણે ખૂણામાંથી ખેંચાઇ ખેંચાઇને આ બાળકમાં સંભારાઇ હતી. નિર્બળતાથી એ સજીવ પ્રતિમા લાચાર રહેશે, વિવશ રહેશે, અનાથ અને આધીન રહેશે? શું બધાં જ ન થવા જોઇએ એવા લગ્નમાંથી પેદા થતાં બાળકોની આ દશા હશે? કે વિધિએ પોતાની ન સમજાય એવી લીલા માટેના પગ દડા તરીકે એને એકલાને જ પસંદ કર્યો હશે?

એની છાતીમાં ડૂમો બાઝ્યો. એની આંખોમાં આંસુના જાળાં બાઝ્યા. હૃદયમાંથી માયાના, મહોબતના રોપ ઉખેડીને ફેંકતાં એને વિષમ વેદના થઇ.

એ જાણે કે એની બાજુમાં જ કોઈ નિરાકાર ઓળો ચાલ્યો આવ્યો હતો. એનાં આશ્રમ, એની તિલા, એનો સંસાર એના સહવાસો બધા જાણે પોકારી પોકારીને એને કહેતા હતા 'પાછા વળો, તપો ભંગ તપસ્વીરાજ ! યોગભ્રષ્ટ યોગીરાજ ! પાછા વળો, પાછા વળો !'

કિંકર્તવ્ય મૂઢ જેવો એ બહાવરો બનીને ચોપાસ જોવા લાગ્યો. થીજેલી કારૂણ્ય મૂર્તિ જેવો એ અસહાય બની ગયો ને હૃદયમાંથી નિર્બળતાઓનાં પૂર જાણે ઉમટયાં. બધા બંધો, બધા વિવેકો જાણે કે એ ચડતી ભરતીના પૂરમાં તણાવા લાગ્યા.

ને એની આંખોમાં અવિરત અશ્રુધારા ચાલી. આંસુભરી આંખે એણે પાછળ જોયું.

આશ્રમ કે આશ્રમવાસીની તિલા દેખાતાં બંધ થયાં હતાં. વાતાવરણમાં નિરાકાર ઓળાઓ જાણે કે નૃત્ય કરતા હતા.

અને ઘસડાતે પગે, અશ્રુભીની આંખે પોતાના બાળક ઉપર થીજેલી નજરે મચ્છેન્દરનાથ આગળ અને આગળ ચાલ્યો.

## ૬ : દેવારિ

જ્યાં સિન્ધુ સાગરના બહોળાં પાણી ઉનાળે ઉભરાય છે, જ્યાં સૌવીર અને સરસ્વતીનાં અનેક નાનાંમોટાં વહેનોની ભીની અને હરિયાળી ભૂલભૂલામણી પડે છે, એ બ્રહ્માવર્ત દેશના મધ્યભાગમાં એના મધ્યબિન્દુ સમું પંચાળનું વિશાળ નગર ઉભું હતું.

એ ભૂમિ પવિત્ર છે. પ્રાગૈતિહાસિક કાળથી પૂનિત પગલાંએ એ ધરતી તીર્થભૂમિ સમી બની છે.

મધ્ય એશિયાના કારમા હીમપ્રલય અને ખોફનાક એવા વિશ્વ-વિનાશક ભૂકંપમાંથી જાન લઇને નાસી છૂટેલી હિજરતીઓને લઇને હિન્દમાં આર્ય વસાહતના પાયા રોપનાર યમ વૈવસ્વતે એ ભૂમિ ઉપર પોતાના પહેલા અને કાયમી મુકામ નાંખ્યાં હતાં.

અને એ ભૂમિમાં અનેક મંત્રદ્રષ્ટાઓએ સામગાન ગાયાં હતાં. અનેક સૂત્રકારોએ ભાષા ઘડી હતી. અનેક વૈયાકરણીઓએ ભાષાને સંસ્કારી હતી.

એ ભૂમિમાંથી દસ્યુ અને ઋષિઓ વચ્ચેના જીવસટોસટના

મુકાબલાઓનો અંત લાવવાને ખાતર દસ્યુરાજની પુત્રી પાર્વતી આર્ય-સંઘપતિ સાથે આદ્ય આંતરજ્ઞાતીય લગ્નગ્રંથીએ જોડાઇ હતી.

એ ભૂમિમાંથી પાર્વતી-પુત્ર કુમારસ્વામીએ આર્ય અને દસ્યુ-દળની સરદારી લઇને આર્ય વસાહતના નેજા ભાગિરથીના તટ સુધી ફેલાવ્યા હતા.

ને એ ભૂમિમાં જ જ્ઞાન અને વિદ્યાભ્યાસને બ્રાહ્મણોના અનામત કબજામાંથી લઇને સર્વને માટે ખુલ્લા કરનાર વિશ્વામિત્રે ગાયત્રીના મંત્ર દર્શ્યા હતા.

જૂના વહેમો, જૂની માન્યતાઓ, અને પથ્થરના દેવોની પૂજામાં કાલ વ્યય કરવાની સામે પોતાનો મજબૂત વિરોધ કરીને ભગવાન અગસ્ત્ય એ ભૂમિમાંથી હિજરત કરી ગયા હતા.

એ ભૂમિ પાક છે-પૂર્વજોના શૌર્યોથી ને પૂર્વજોના સાહસોથી. એ ભૂમિ પૂનિત છે યમરાજના પગલાંથી ને વિશ્વામિત્રની બુલંદ હાકથી.

સમાજને સજીવન રાખવો હોય તો યુગેયુગે એની અંદર વિચાર-બળવાઓ થવા જોઇએ. આ વિચાર-પલટાઓથી પલટાતા આચારોને પલટાતું સમાજતંત્ર, એ સમાજતંત્રને કારણે પલટાતું રાજતંત્ર-આ બધાનો નિર્દેશ કોઇ યે ભાષામાં એક જ શબ્દથી બતાવાયો હોય તો પ્રાગપૌરાણિક સંસ્કૃત ભાષામાં બતાવાયો છે. 'સ્વચક્ર' એ શબ્દ છે.

ને આર્યોએ એવાં અનેક સ્વચક્રો જોયાં છે.

જ્યારે અગત્સ્યે હિજરત કરી, જ્યારે વિશ્વામિત્રે ગાયત્રી ગાઇ, જ્યારે ચારવાકે ચારવાક સંહિતા રચી ત્યારે એવાં સ્વચક્ર પ્રવર્તી જ રહ્યાં છે.

ને રાજ્યાશ્રિત સંસ્કૃત કવિઓની સદાકાળ એક જ પ્રાર્થના રહેતી: 'હે ઇશ્વર ! અમારા રાજાને સ્વચક્ર ને પરચક્રની આફત-માંથી બચાવો.

એ પાક ભૂમિ હતી. એ પાક ભૂમિમાં વિશાળ નદીઓ વહેતી. હરિયાળી ખેતી હતી. ધીકતા ધંધા ચાલતા.

એ ભૂમિના મધ્યબિન્દુ સમું એનું પાયતખ્ત હતું. એ પાટનગરનું નામ પાંચાલ.

કોઇ અપ્સરા લીલી સાડી ઉપર મોતીની માળા પહેરીને આ અવનિ ઉપર ખેલવા આવી હોય એવી એ નગરી હસતી અને સોહતી હતી.

[૨]

સવારના બે ઘડી દિવસ ચડયો હશે અને સેંકડો હજારો લોકો શહેરના જાહેર માર્ગ ઉપર ટોળે વળતું જમા થયું હતું.

સારા શહેરને ધજાપતાકાઓનો અને કમાનોનો શણગાર ચડાવવામાં આવ્યો હતો. સ્થળે સ્થળે રાજ્યના ચાકરો અને યોદ્ધાઓ ગોઠવાઇ ગયા હતાં. જાહેર 'રાજમાર્ગ લોકોના અવર-જવર માટે બંધ કરવામાં આવ્યો હતો.

શહેરના મુખ્ય દરવાજા આગળના મોટા ચોકમાં બહારથી શહેરમાં આવતા પથિકો ને રોકી લેવામાં આવ્યા હતા. બસોથી ત્રણસો જેટલા પુરુષો, સ્ત્રીઓ અને બાળકોની આમ રૂકાવટ થઇ હતી.

એક આધેડ મુસાફરે પૂછ્યું. 'પણ છે શું ? શા માટે આપણને નથી જવા દેતા !'

બીજાએ કહ્યું : 'કોણ જાણે ? ચાલો ને પૂછીએ દરોગાને ?'

એમણે દરોગાને પૂછ્યું. દરોગાએ જવાબ આપ્યો.

'તમને ખબર નથી ? તમે વસો છો ક્યાં ?'

'અમને ખબર હોય તો અમે તમને પૂછીએ ખરા ?'

'આજે મહારાજા સાહેબને ત્યાં મોટી વયે યુવરાજનો જન્મ થયો છે. મહારાજા સાહેબ પોતાની કુળદેવીની પૂજા કરવા અને પુત્ર માટે આશિષ માગવા કુળદેવીના મંદિરે પધારવાના છે.'

'એમ ? સવારી કયે રસ્તેથી જશે ?'

દરોગાએ આંગળી ચીંધી દૂરથી દેખાતું એક મંદિર બતાવ્યું. 'આંહીથી જ મહારાજા સાહેબની સવારી પસાર થશે અને પેલું દેખાય છે તે મંદિરમાં જશે. ત્યાં એ પા કે અરધી ઘડી રોકાશે. અને પાછા આ જ રસ્તે ફરશે. ત્યાંથી રાજ્યમહેલમાં જશે.'

'એમ ?' મુસાફરે સૂર પૂરાવ્યાં.

દરોગાને માહિતી આપવાની જરૂરત દેખાઈ. આજ આ સમારંભમાં પોતે પણ ભાગ ભજવે છે, અને પોતે પણ એની વિગતથી વાકેફ છે એ આ મુસાફરોને જણાવવું જોઈએ એમ એને પોતાના સ્વમાન માટે પણ આવશ્યક દેખાયું અને આજનો આખોયે ક્રમ એણે જ યોજ્યો હોય એવા અવાજે દરોગાએ વધારે માહિતી આપવા માંડી.

'રાજ્યમહેલમાં શશિભુવન નામના સભાગૃહમાં જાહેર દરબાર ભરાશે. શહેરના તમામ સંભાવિત સજ્જનોને એમાં હાજરી આપવાનું ઇજન આપવામાં આવ્યું છે.'

દરોગાના અવાજ ઉપરથી મુસાફરને સમજાયું કે દરોગાના મનમાં અત્યારે રાજ્યની પ્રજાના માત્ર બે જ વર્ગ છે.

એક જેમને ઇજન મળ્યું છે તે અને બીજો જેમને ઇજન નથી મળ્યું તે. જેમને ઇજન મળ્યું હતું તે બડભાગી હતા, જેમને નહોતું મળ્યું એ કમભાગી હતા. ભાગ્ય અને સ્થાન મુકરર કરવાનો દરોગાનો કાંટો આટલો સરલ અને સ્પષ્ટ હતો.

બડભાગીઓના મહાભાગ્યનું વર્ણન કરતાં એણે કહ્યું:

'શશિભુવનમાં મહારાજા પધારશે એટલે પહેલાં તો એમને સલામી આપવામાં આવશે. ત્યાર બાદ મહારાજા સાહેબ એમના સોનાના સિંહાસન ઉપર બિરાજશે. ત્યાં એમની ચરણવંદના થશે. નજરાણું થશે. અ...અ...હા અર્ધ્ય અપાશે. પછી રાજ કવિ એમની પ્રશસ્તિ ગાશે. પછી ગામજન તરફથી શ્રેષ્ઠીઓના સંઘપતિ એમને માનપત્ર આપશે—'

'માનપત્ર શેનું ?'

દરોગાને આ પ્રશ્ન તદ્દન નકામો લાગ્યો. માનપત્ર આપવાનો શિરસ્તો કાંઇ આજકાલનો છે ? અનાદિકાળનો છે. માનપત્ર આપવું એ મુખ્ય વાત. વિષય એ વિગતનો સવાલ હતો.

દરોગાએ બેદરકારીથી જવાબ આપ્યો : 'કેમ મહારાજાને વૃદ્ધાવસ્થાએ પુત્ર થયો એ બાબત.' એનો માહિતી પ્રવાહ તૂટયો એ એને ન ગમ્યું.

પરંતુ ત્યાં તો દૂરથી મરફાનો ઘોરતો અવાજ સંભળાયો. દરોગાએ મુસાફરોને રસ્તાની એક બાજુ અદબસર ઉભવાની આજ્ઞા કરી અને પોતે સજ્જ થયો.

બધા રસ્તા ઉપર એક હારમાં ઉભા થઇ ગયા અને મુસાફર એ બધાની સાથે ઉભો. બધા જરા જરા વારે વાંકા વળીને જોવા લાગ્યા. અવાજ નજીક અને વધારે નજીક આવતો હતો.

થોડીવારે રસ્તાને સામે છેડે વળાંકમાંથી એક હાથી દેખાયો. હાથી ઉપર મરફો હતો ને એક માણસ એ પોતાના તમામ જોરથી બજાવતો હતો.

હાથીની પાછળ પાયદળના ભાલાબાજો ને તીરંદાજો હતા. પછી સુનંદ યોદ્ધાઓ આવ્યા ને છડીધરનો બુલંદ અવાજ સંભળાયો. એ છડી પાંચાલના ચક્રવર્તી, બ્રહ્મવર્તના કુલપતિ ને આર્યાવર્તના રાજકુલાવતંસ મહારાજાધિરાજ ઉરૂરવસની પ્રજાજનો માટે કૃપા યાચતી હતી.

બે પ્રચંડકાય હાથીઓ દેખાયા. નાના સરખા ચોક જેવા એ રથમાં મખમલની ગાદી ઉપર રાજસી પોષાકમાં મહારાજા ઉરૂરવસ બિરાજ્યા હતા. જમણી બાજુ રાજ્યના ભાયાતો ને ડાબી બાજુ રાજ્યના કર્મચારીઓ બેઠા હતા ને મધ્યમાં નરઘાંની જોડ ઉપર એક ગંધર્વ થપ્પી બજાવતો હતો અને એક કિન્નર વીણા બજાવતો હતો અને એક દેવદાસી ઓછામાં ઓછાં વસ્ત્રોમાં નૃત્ય કરતી હતી.

મહારાજા ઉરૂરવસની સોને હીરે જડેલી સવારી આમ દબદબાથી કુળદેવીના મંદિર તરફ ચાલી રહી હતી. સવારી પસાર થઇ, ને એના જળહળતા વૈભવમાં પથિકો અંજાયા.

[ ૩ ]

થોડીવાર પછી સવારી પાછી ફરી અને જેમ જેમ સવારી આગળ ચાલતી હતી તેમ તેમ એની પાછળના બંદોબસ્તના તંત્ર ઢીલા પડતા જતા હતા. સવારીની પાછળ મોટું થતું લોક જાણ્યે અજાણ્યે ઘસડાતું હતું.

સવારી આખરે રાજમહેલમાં દાખલ થઇ. લોકને રાજમહેલના દરવાજે રોકવામાં આવ્યાં. રાજમહેલને તાકીને હજારો માણસો ટોળે વળ્યા.

વાતોનો વિષય તો એક જ હતો. મહારાજા ઉરૂરવસને ઉતરતી અવસ્થાએ પુત્ર સાંપડે એવી કોઇએ આશા નહોતી સેવી. મહારાજાને યુવરાજનો જન્મ થયો એ ઘણા હર્ષની વાત હતી. મહારાજાએ કુલદેવી ઉપર સોનાનું છત્ર ચડાવ્યું હતું. આખા રાજ્યમાં

ગામેગામ ગાયોને ઘાસ નીરાવ્યું હતું. પતીલેશ્વર મહાદેવને એમણે ત્રણ ગામ આપ્યાં હતાં. દીવાનની સેવાની કદર કરી એને એક ગામ બક્ષિસ આપ્યું હતું.

ખરેખર, મહારાજાની સખાવતોનો સરવાળો હજારો મુદ્રાઓનો થતો હતો. આવડી અવસ્થાએ, આટલાં આટલાં જપતપ પછી પુત્ર જેવો પુત્ર, રાજ્યનો વારસ જેવો વારસ અવતરે ત્યારે શું કામ ન ખર્ચે!

આવી શાંત અને સાત્ત્વિક વાતમાં એકાએક જાણે કે અંતરાય પડ્યો. ટોળાના મધ્ય ભાગમાં ક્ષોભ, અસ્વસ્થતા ને ધક્કામુક્કી થતાં જણાયાં.

ને એક માનવી રાજમહેલ સામેની કંડિલના મિનારા ઉપર ચડ્યો. એની આંખો લાલ લાલ હતી. એના લાંબા વાળ હવામાં લહેરાતાં હતાં. એણે બૂમ પાડી.

'લોકો!'

બધાનું ધ્યાન એ તરફ ગયું.

'અરે આ તો પેલો પાગલ! કોઈકે કહ્યું. 'એનું નામ છે દેવારિ. જ્યાં લોક ટોળાં ભેગાં થાય ત્યાં કાંઇ ને કાંઇ બોલવાનો એને રોગ લાગુ પડ્યો છે.'

'લોક!' દેવારિનો ઘેરો ઘોર અવાજ હવામાં ચોપાસ પડઘા પાડવા લાગ્યો. 'શા સુખે તમે આંહીં જમા થયા છો? શી સિદ્ધિ તમે સાધવા માગો છો. અરે, આવા જલસા તો

તમારા પૈસાથી, તમારા લોહીથી થાય છે. લોકો, શું સુખે જુઓ છો આ કંચનીઓના નાચ ને બકરીનાં ગળાનાં આંચળ જેવી કેવળ શુષ્ક ને કેવળ ભારરૂપ સખાવતો !'

દૂરથી દરોગાએ બૂમ પાડી. 'એય, ગડબડ મત કરો !'

પહેરેગીરના અમલદારી રોષ પ્રત્યે બેપરવા રહીને દેવારિ બોલવા માંડયોઃ સાંભળો, અરે ઓ પુરજનો, સાંભળો ! તમે આ નગરીમાં રહો છો ને નગરીના વૈભવ ને વેપાર તમે જુઓ છો. પણ જ્યાં વૈભવ નથી ને જ્યાં વેપાર નથી એવા ગ્રામો તમે જોયાં છે ? ત્યાં સુકાળમાં સાધન નથી. દુષ્કાળમાં અનાજ નથી. જ્યાં પહેરવાનાં વસ્ત્રો, પીવાનાં પાણી, ખાવાનાં અન્ન ને રહેવાનાં ઘર નથી. પુરજનો ! આવા જલસાઓ જુઓ છો ત્યારે કોઇ યે દિવસ ખ્યાલ આવે છે આ દ્રવ્યનો અખૂટ પ્રવાહ ક્યાંથી આવે છે ? તમે અને તમારા બંધુઓ જે કરો આપો છો એમાંથી તમને પરત કેટલું મળે છે ? ને શેષ ક્યાં જાય છે ? શા માટે જાય છે ? શા માટે જવું જોઇએ એ કોઇ દિવસ પૂછો છો ? સાંભળો છો કે પુરજનો ?'

લોકો બધા થંભી ગયા. દેવારિનાં ચહેરા ઉપર રૂદ્ર પ્રતિભા હતી ને લોકટોળાંથી ઉંચે કંડિલ ઉપરનું એનું મસ્તક કોઇ કરાલ કેસરી જેવું દેખાતું હતું.

લોકોમાં ક્ષોભ વ્યાપ્યો, અસ્વસ્થતા વ્યાપી. દૂરથી રાજ્યનો પહેરેગીર દોડતો આવ્યો. એ શું કરવા માગતો હતો એ તો એ જ જાણે. કેમકે પોતાનું વક્તવ્ય પૂરું કરીને દેવારિ લોક સમુદાયની વચમાં કૂદી પડયો હતો. માનવ મહાસાગરમાં જાણે કે બુદ્‌બુદ ઓગળી ગયું.

પહેરેગીરને લોકોની આંખમાં અપ્રગટ દ્વેષ દેખાયો. 'ખસો! ખસો! રસ્તો રોકો નહિ.' એ પોતાના નાના દંડ વતી લોક સમુદાયને વિખેરવા લાગ્યો.

[૪]

લોકટોળાંની ગલીકુંચીમાંથી સપાટાબંધ દેવારિ ચાલ્યો. મધ્યાન્હનો સમય થવા આવ્યો હતો. શહેરના કાદવ ને કચરાથી ગંધાતા ગરીબ લત્તામાંથી એ જતો હતો.

એ શેરીમાં એક મકાનની ડેલી ઉપર એણે સાંકળ ખડખડાવી. અંદરથી એક ચિન્તાતુર જૈફ માનવી બહાર આવ્યો. એણે દેવારિને જોઇને માનપૂર્વક પ્રણામ કર્યા.

'કાં કેમ છે હવે? કાંઇ ફેર છે?'

વૃધ્ધે કપાળ ઉપર હાથ મૂકયો: 'ચાર દિવસથી એને ઉંઘ નથી આવતી.'

'ચાલો. બતાવો.'

દેવારિ એ મકાનમાં દાખલ થયો. પરસાળમાં એક ફાટેલી ગોદડી હતી. એના ઉપર એક સ્ત્રી ચત્તીપાટ સૂતી હતી. એના આખા શરીર ઉપર માખી ઉડતી હતી ને એણે કોઇ નશો કર્યો હોય એમ એનો શ્વાસ ધમણની જેમ ચાલતો હતો.

'આ આમ કેમ ઉંઘે છે?'

'શું કરૂં ભાઇ. બિમારી લાંબી ચાલી. ઉંઘ આવે નહિ. પછી આજ તો મેં એને ઉંઘ લાવવા માટે થોડોક સોમ આપ્યો છે.'

દેવારિએ બેભાન ને બિમાર માતા પાસે તરફડતાં બેએક વર્ષના બાળક સામે જોયું. એની આંખમાં આંસુનું બિન્દુ આવ્યું. એણે ગજવામાં હાથ નાંખ્યો. અંદરથી થોડાક પૈસા હતા તે કાઢ્યા. 'લ્યો મારી પાસે આટલા પૈસા છે. એમાંથી તમે તમારી પત્ની અને બાળકને કાંઇક ખવરાવજો'

દેવારિ ચાલ્યો. વૃદ્ધ એને બારણા સુધી વળાટાવવા આવ્યો. દેવારિની પીઠ પાછળ વૃદ્ધ જોઇ રહ્યો. દેવારિ દેખાતો બંધ થયો એટલે વૃદ્ધ મનમા બડબડયોઃ 'કહે છે કે મહારાજા આ માણસને ફાંસીએ ચડાવવાના છે.' વૃદ્ધનો ચહેરો ફારમો થયો. એના અવાજમાં રૂદ્રતા આવીઃ 'પણ–પણ–એના પહેલાં તો......' અને હોઠ પીસીને એ માણસે બારણું બંધ કર્યું.

[ ૫ ]

દેવારિ ત્યાંથી ઝપાટાબંધ ચાલ્યો. શહેર જાણે કે સ્વયં પ્રેરણાથી જ કે એના બાંધનારની રચનાથી જ બે વિભાગમાં વહેંચાઇ ગયું હતું.

એક ભાગમાં આકાશ સાથે વાતો કરતી હવેલીઓ ઉપર પતાકાઓ ફટકતી. પહોળા માર્ગો, સ્વચ્છ હવા અને વિશાળ બાગો એ ભાગમાં હતાં. એ ભાગમાં ગાડીઓમાં બેસી શેઠિયાઓ વેપાર કરવા જતા ને અમલદારો રાજ્ય કરવા જતા. સિગરામમાં બેસીને સ્ત્રીઓ દેવદર્શને જતી ને બાગમાં ફરવા જતી ને બાળકો નોકરોના

હાથથી ઠેલાતી કે બકરાથી ખેંચાતી ગાડી—ગાડીઓમાં બેસીને ફરવા ને રમવા નીકળતાં.

એ ભાગમાં કોઈ ઠોકર કદમ ચાલે ત્યાં તો એને ગણુચાર સલામો તો ભરવી જ પડે. કાં તો કોઈ શેઠ મળે ને એને નમસ્કાર કરવા પડે. કાં તો શાસ્ત્રીજી મળે ને એને વંદન કરવા પડે. કાં તો કોઈ અમલદાર મળે ને એને કુરનશ બજાવવી પડે. એક ટીખળી માણસે એક વાર એ ભાગના એક જાહેર ચોકમાં ઊભા રહીને રસ્તા ઉપર ઉમેલા દરબારી તજવીજદારને કેટલી સલામો ભરવી પડે છે એની ગણતરી કરવા માંડેલી. એણે જોયું કે બે જ ઘડી દરમિયાન તજવીજદારને લગભગ પચાસેક જેટલી સલામો ભરવી પડેલી. અને એણે શહેરના એ લત્તાને ત્યારથી સલામી લત્તાનું ઉપનામ આપી દીધું.

શહેરના મધ્યભાગમાં બજાર આવી હતી. ને એ બજારને સામે પાર એક નવો જ મુલક જાણે વસાયેલો હતો. ત્યાં માર્ગો પહોળા નહોતા કે કોઈ બાગો નહોતા. ત્યાં તો હતા વણકરોના કોટડાં, સંઘાડિયાંના હાટ, અનાજના માંડવા ને રંગારાઓની કોઠીઓ. દેવો પણ અભડાતા હોય એમ ત્યાં કોઈ દેવનાં ય મંદિરો ન હતા.

એ રસ્તાઓ ગંધાતા ને મકાનો અંધારે લૂણો ખાતાં. ત્યાં ગરીબો એક બીજાને ગાળ દેતાં, મારતાં ને કોઈક વાર કોઈનું ત્યાં ખૂન પણ થતું. શરીરમાં લોખંડના કાટનો જેમ સડો લાગે છે તેમ ત્યાં જાણે કે કોઈ ક્રૂર લોખંડના ઘાવોના કાટથી આત્માઓ સડતા હતા.

એવા એ લત્તાને કોઇકે 'બિનસલામી લત્તા'નું ઉપનામ આપ્યું હતું, ત્યાં કોઇ કોઇને સલામ ભરતું નહિ, કોઇ કોઇની સાથે વાતો કરવા રસ્તે રોકાતું નહિ.

એવા એ બિનસલામી લત્તામાં દેવારિ ઝપાટાબંધ ચાલ્યો જતો હતો. વાંકીચૂંકી શેરીઓ વટાવીને એ એક શેરીના નાકા પાસે આવ્યો. એ શેરીમાં એનું મકાન હતું.

રાજ્યના ગુપ્તચરો એના મકાનનો પત્તો મેળવવા અવારનવાર એની પાછળ પાછળ ભમતા એ એ જાણતો હતો. એણે ખૂબ સાવધાનીથી પોતાની આસપાસ નજર ફેરવી લીધી. એને એક ચમક આવી ગઇ. બે અજાણ્યા માણસો એની પાછળ પાછળ એના જેટલી જ ઉતાવળથી ચાલ્યા આવતા હતા.

દેવારિ ઉભો રહ્યો. નિર્ભય માનવી તરીકે એની કીર્તિ હતી છતાં એનાં શરીરમાં શંકાશીલતાનું લખલખું આવી ગયું. એ રાજ્યનો વિરોધી હતો ને રાજ્ય તરફથી સચેત રહેવામાં જ એને સલામતી દેખાતી હતી. શું આ માણસો રાજ્યના કોઇ છૂપા જાસુસો હશે ! કોણ હશે ? શા માટે એની પાછળ પાછળ એ ચાલ્યા આવે છે ?

દેવારિ સમીપ આવતાં પેલા બે માણસો પણ ઉભા રહ્યા. એમાંથી જે વયે નાનો હતો તેણે સવાલ પૂછ્યોઃ 'મહારાજ ! આપનું જ નામ દેવારિ ?'

જગતના તમામ અનિષ્ટોનો સામનો કરતો હોય એ સુરથી દેવારિએ જવાબ દીધોઃ 'શું તમારે મને પકડવો છે ?'

સવાલ પૂછનાર જુવાન આ સાંભળીને જરાક ક્ષોભ પામતો દેખાયો. એણે કહ્યું: 'મહાશય! અમે આપને પકડીએ શા માટે? અમે નથી રાજ્યના તજવીજદાર કે નથી એના જાસુસો?

'ત્યારે તમે કોણ છો? ક્યાંથી આવો છો? શું માગો છો?'

'મહાશય, અમે બન્ને નિરુપદ્રવી પ્રજાજનો છીએ. સાંસારિક જંજાળોથી મુક્ત છીએ. અમે તો અમારાથી સધાય એટલો લોક-સંગ્રહ સાધવા માગીએ છીએ. આ નગરીમાં આપનું નામ સાંભળ્યું અને રાજમહેલની સામે આપની વાણી સાંભળી, અમે આપની પાછળ પાછળ આવ્યા છીએ.

માનવીના અંતરતમ ઉંડાણમાંથી ખૂણે ખાંચરે છૂપાયેલી મલીનતા ખેંચી કાઢવાને જાણે ટેવાઇ ગઇ હોય એવી આંખો એણે આ બે માનવીઓ ઉપર ઠેરવી. એ બે માનવીઓ નગરવાસી નહોતા લાગતા. કંઇક પરદેશી લાગતા હતા.

થોડીવાર એ વિચારમાં પડ્યો. આ બન્નેમાં કેટલી હદ સુધી ઇતબાર મૂકવો? આખરે એ કોઇ ઉંડા પાણીમાં ઝૂકાવતો હોય એમ બોલ્યો:

'મારૂં નામ દેવારિ. એ વાત સાચી. તમારૂં નામ?'

બેમાંથી જે નાનો હતો એણે જવાબ દીધો. 'મારૂં નામ ગોરખ. આ બીજા છે એમનું નામ મચ્છેન્દરનાથ.'

દેવારિના ચહેરા ઉપર તાજુબી છવાઇ.

'આ મચ્છેન્દ્રનાથ? મચ્છેન્દ્રનાથ ક્યાં? પેલા દિગંબરી!'

'હા!' મચ્છેન્દ્રે મસ્તક નમાવીને જવાબ આપ્યો.

'તમે તમારું ક્ષેત્ર મૂકીને આંહી શા માટે આવો છો? લોકપરલોકના જૂઠા ભ્રમ ત્યાગીને શારીરિક વિકાસની સાધનાની તમારી વાત ખોટી નહોતી. મને તો તમારી વાત બહુ જ ગમતી હતી.'

'જી! મને એમ પ્રતીતિ થઇ કે પ્રજાની પ્રગતિ કેવળ એ રાહમાં નથી.'

'કેમ નથી? તમે એમ કેમ બોલો છો? પહેલું શરીર જ સારું જોઇએ. ભલા માણસ જેની તંદુરસ્તી સારી ન હોય એ માનવી શું સાહસ કરી શકે?'

ગોરખનાથે સ્મિત કર્યું: 'સાચી દિશામાં સાહસ કરવાની નજર જ્યાં સુધી ન કેળવાય ત્યાં સુધી સાહસ કરવાની શક્તિ કેળવ્યે શું લાભ? એક કિસાન ખાતર પૂરીને, કેળવીને, ખેડીને જમીન ફળદ્રુપ બનાવ્યે જ રાખે એમાં એને શો લાભ?' જમીનમાં ઉગાડવાનું બીજ તો જોઇએ ને?'

'જમીન!' દેવારિની આંખ લાલ થઇ. એના હોઠ દાંતમાં પીસાયા: 'મહાશય જમીન જ આપણું નખ્ખોદ વાળનારી થઇ પડી છે.' જમીન દેવારિનો એકરાગી ઉન્માદ હોય એમ ગોરખને લાગ્યું.

દેવારિએ એમને કહ્યું: 'મહાશય: ચાલો! હું તમારા ઉપર ઇતબાર મૂકું છું અને તમને મારા મકાન પર કે જ્યાં આજ

સુધી હું કોઇ પણ અપરિચીત માનવીને નથી લઇ ગયો ત્યાં લઇ જાઉં છું. અને તમે મને જો દગો દેશો તો–તો–' કોઇ સખત શબ્દ પ્રયોગની શોધમાં દેવારિ જરા અટક્યોઃ 'તો ઇશ્વરના તમે ગુન્હેગાર બનશો !'

દેવારિના મકાન પર તેઓ પહોંચ્યા ત્યારે ત્યાં ચાર પાંચ માનવીઓ હતા. તેઓ કાંઇ લખતા હતા. દેવારિની સાથે બે અપરિચીત માનવીઓને જોઇને તેઓ બધા એકદમ ઉભા થઇ ગયા. દેવારિ સામે એ બધા વિસ્ફારિત આંખે જોઇને મૂક પ્રશ્ન પૂછી રહ્યા.

'આ બન્ને ભાઇઓ આપણા કાર્યમાં સાથ દેવા માટે આવ્યા છે.''

બધાએ પોતાના શ્વાસ નીચે મૂક્યા. ઓરડામાં વાતાવરણ-માંથી વિજળીક તત્ત્વ જાણે કે ઓછું થવા માંડ્યું.

એક જણે પ્રશ્ન પૂછ્યો : 'પણ એ કોણ છે. ક્યાંના છે ?'

દેવારિએ કહ્યુંઃ 'એ પ્રશ્ન તમે એમને પૂછો. મેં એમને આજ પહેલાં કોઇ દિવસ નથી જોયા.'

'અને તમે પણ કેવા સાહસિક છો ?' એક માનવીએ કહ્યુંઃ 'તદ્દન અપરિચીતોને આંહી લાવવામાં તમે કોઇક દિવસ ખત્તા ખાઇ બેસશો ?'

ગોરખને એનો અવાજ સ્પષ્ટ રીતે આક્ષેપાત્મક લાગ્યો. એ માનવીને એણે કહ્યુંઃ 'આપ સાવધ રહેવામાં બરાબર વાજબી

પરંતુ બધા જ અપરિચીતોનો અવિશ્વાસ રાખવાથી તમે કોઇક વાર સારા સહાયકોની સેવાની ઉમેદ પણ ન પૂરી શકો.'

'એ તો જાણે ઠીક. પણ કોઇક વાર આ છે એટલાની યે ઉમેદને તુરંગમાં પૂરાવવાનું અમારે ન પાલવે ને ભાઇ?'

'કિરતાર!' દેવારિએ એ માનવી ને કહ્યું: 'જો આપણે સંઘ-બળ વધારવું હશે તો કોઇ વાર આવા આંધળા ભૂસ્કા યે મારવા પડશે. કોઇક વાર તો આપણે જાહેર પણ થવું પડશે. કોઇક વાર આપણે તુરંગમાં જવું પડશે. કોઇક વાર આપણે ફાંસીને લાકડે પણ લટકવું તો પડશે જ ને? જેને મિત્ર ધાર્યા હોય, જેને આપ્તજન ધાર્યા હોય એમના દગાખોર હાથથી મરવા કરતાં આપણને વધારે બહેતર મૃત્યુ યે બીજું કયું મળવાનું હતું?'

કિરતારની આંખમાં ખૂન આવ્યું.

'પણ એ પહેલાં—એ પહેલાં—લોકને જગાવવો છે. મારે મરવું છે. એક વાર મરવું છે. એક વાર મારે કમોતે મરવું છે. પણ હું મૃત્યુ પામું, મારી ખાક હવામાં ચોપાસ ઉડી જાય, એ પહેલાં મારે આ લોકને બતાવી આપવું છે કે તમે...તમે...હું મારી આગ શબ્દોમાં નથી મૂકી શકતો. પણ-પણ...'

ગોરખ એક કદમ આગળ આવ્યો: 'ભાઇ કિરતાર! જે આગ તમારા દિલમાં બળે છે એ આગ તો આજ અનેક સ્થળે જલે છે. માત્ર એ આગને આકર્ષવાની શક્તિ જ જોઇએ છે. અનેક સ્થળે પ્રજવલી રહેલી એ આગનું એકીકરણ કરવાનું સ્થાન જોઇએ છે. અમે પણ એ આગ લઇને જ તમારી પાસે આવ્યા છીએ.'

'પણ તુરંગમાં જ્યારે માર પડે ત્યારે હૃદયમાં એ આગ ન રહે. મેશ રહે. ને રાખ પોતાને ને બીજાને બન્નેને કાળા કરે.'

ગોરખે ચોપાસ નજર કરી. ઓરડાના એક ખૂણામાં એક ચૂલો જલતો હતો અને ચૂલા ઉપર તપેલીમાં કાંઈક પાકતું હતું એક કૂદકો મારી ગોરખ ચૂલા પાસે ગયો. અંદર સળગતા ભઠ્ઠામાં એણે પોતાનો ડાબો હાથ નાંખી દીધો અને પછી એ બધાં તરફ હસતે મુખે જોઈને બોલ્યો: 'આટલે સુધી વિપદ પડશે ત્યાં સુધી તો હું કોઈને મેશ નહિ લગાડું.'

ઓરડામાં ભવ્ય ભયંકરતાનું વાતાવરણ છાઈ રહ્યું. નરમાંસ જલવાની દુર્ગંધ હવામાં પ્રસરી રહી. ચૂલામાંથી ઘેરા નીલા રંગની એક જ્યોત વધારે ને વધારે ઘેરી બનતી નીકળવા લાગી. એક ક્ષણ બધા મૂક થઈ ગયા. એક ક્ષણ બધા તાજુબ બની ગયા. એક ક્ષણ જાણે કે ભવ્ય પ્રસંગે વ્યક્તિઓને લાગતી ન્હાનમ બધાને લાગી.

ને બીજી ક્ષણે દેવારિ કૂદ્યો ને કિરતારે દોટ મૂકી. ગોરખના હાથને એમણે ચૂલામાંથી ખેંચી લીધો. એક ત્રીજા માનવીએ આંધળી દોડધામમાં ચાર વસ્તુઓ ઢોળી, બે વસ્તુઓ ફોડી ને તેલ શોધી કાઢ્યું. તેલનો પાટો એના જલતા, લોહી ઝરતા હાથ ઉપર વીંટાળતાં વીંટાળતાં દેવારિ વાત્સલ્યથી ગોરખને ભેટી પડ્યો. પિતાના જેટલા વહાલથી એણે ગોરખનું માથું સૂંઘ્યું. 'વત્સ! ચિરંજીવ બનજે! અનંતકાળ સુધી તારાં કામ ભૂલાશે તો ય નામ નહિ ભૂલાય એવું મને યકીન છે.'

[૬]

દિવસો વીતી ગયા. મચ્છેન્દર અને ગોરખનાથ બન્ને સતત ઉદ્યમમાં રહેવા લાગ્યા. દેવારિ એમને અનેક નાનાં મોટાં કામો સોંપતો. એ એ કરતા હતા અને દેવારિના સાથીઓનો વધતો જતો પરિચય પણ કરતા હતા.

એ તો પ્રગટ વાત હતી કે દેવારિ અસંતુષ્ટ માનવી હતો. ખેડૂતોની સ્થિતિ સુધારણા એ એને પોતાનું કાર્ય લાગ્યું હતું. પરંતુ ખેડૂતોની સ્થિતિ સુધારણા એ રાજ્યના વૈભવ, રાજ્યના દબદબાને જોખમકારક હતું એટલે એ રાજ્યનો ચોર બની ચૂક્યો હતો. એક બે વાર એ નાની મોટી જેલ જઈ આવ્યો હતો.' એ શાંત હતો ને શાંતપ્રિય હતો, પરંતુ 'જમીન' શબ્દ એની શાંતિના ગઢને ભેદવાને પૂરતો હતો.

'જમીન.' દેવારિ કહેતો: 'જમીન જ આપણા અધઃપાતનું કારણ છે. જમીન જ એ આપણા ઉપર ભયંકરમાં ભયંકર શાપ છે. અનાદિકાળથી આપણા રાજ્યમાં જે કોઈ રાજા આવ્યા એ જમીનના વેરામાંથી જ આવક કરતા રહ્યા. જમીન જ એમની આવકનું મોટામાં મોટું સાધન. જમીનમાંથી એ વધારેમાં વધારે મેળવે ને એ ખાતર એણે ખેડૂતને અજ્ઞાન રાખ્યા–ઇરાદાપૂર્વક અજ્ઞાન ફેલાવવાની એમણે ગુન્હાહિત નીતી આદરી. જમીન જ આપણો શાપ છે.'

કિરતાર એ દેવારિનો મુખ્ય સાથી હતો. મૂળ તો એ ક્યાંકનો ગરાસદાર હતો, પરંતુ એની જમીન, ઢોર, વગેરે બધું કોઈ કોઈ જૂનાં લેણાં પેટે રાજ્યમાં જમા થઈ ગયું. ગરાસ પાછો મેળવવા

માટેનાં બહારવટાં માટે એણે અજ્ઞાનજન્ય સાહસનો લૂટ ને મારફાડનો પ્રકાર સ્વીકારવાને બદલે જ્ઞાનજન્ય શાહ લોકોમાં પ્રકોપ જન્માવવાનો લીધો હતો.

એ બે સિવાય એ મંડળમાં એક હતો નૌકલ. એક સ્થાનિક શરાબખોરનો એ પુત્ર, પ્રત્યાઘાતને નિયમે પિતાથી તદ્દન વિપથ પગલે ચાલવાને ઉદ્યત થયેલો, શરાબીથી રૂષ્ટ થઇ શરાબખોરી નાબૂદ કરવાને મેદાને પડેલો હતો.

ચોથો માનવી હતો નાલન્દ વિદ્યાપીઠનો વિદ્યાર્થી, દેવારિનો ભત્રિજો નરહરિ. લોકસેવામાં પ્રથમ પત્નીની પરસ્તી અનુભવતો સુકોમળ છતાં ટેકીલો.

ને પાંચમો હતો એક તરંગી માણસ. તરીકે ખ્યાત થયેલો, લહેરી લાલા તરીકે ઓળખાતો, તજવીજખાતામાં નીચામાં નીચા માણસથી તે ઉંચામાં ઉંચા માણસ સુધી સૌ સૌના દરજ્જા પ્રમાણે મહોબત રાખતો ને રખાવતો, દેવદત્ત. પરંતુ એની હાજરી દરબારી તજવીજખાતાની ચાળણી જેવી હતી. તે હતો પણ વિશ્વાસપાત્ર માણસ. એને ખબર નહોતી કે એ કયા કારણે કયા પ્રત્યક્ષ અન્યાયે આમાં સામેલ થયો હતો. 'હું કોઇ ને હતાશ કે દુઃખી નથી જોઇ શકતો.' એ એનો ખુલાસો હતો.

દેવારિનાં મંડળમાં આટલા માણસો હતાં. આવા સ્વભાવનાં હતાં. પરંતુ મંડળની પોતાની નેમ કાંઇ સ્પષ્ટ ન હતી. 'લોકોમાં રાજ્ય સામે અસંતોષ' ફેલાવવો એ જ એનો મુદ્રાલેખ હોય એમ લાગતું હતું. અસંતોષ જગાવવાને માટે તેઓ કવિતા લખતા ને શ્લોકો જોડતા. એને લોકગણમાં તરતી કરી

દેતા. કોઇ કોઇ વાર ગામડામાં જઇને લોકને રાજ્ય સામેની દલીલો સમજાવતા અને તજવીજદારોથી સચેત રહેતા.

એવામાં એક દિવસે એક જબ્બર અકસ્માત બન્યો. વધારે પડતા આત્મવિશ્વાસે નૌકલ પકડાયો. એનું ઘર તજવીજદારોએ તપાસ્યું. મંડળમાંથી કેટલાંકના નામ અને કામની પાકી બાતમી મળી ને પછી તો ધરા ધણધણી. મંડળના સ્થાનનો પત્તો મેળવવાને માટે અને એના સભ્યોના પૂરેપૂરાં નામઠામ મેળવવા માટે તજવીજદારોએ આભ ને પાતાળ એક કરવા માંડયાં.

દેવદત્તે દેવારિને આ બધી માહિતી આપી.

દેવારિએ તે દિવસે મધરાતે શહેરથી ત્રણ માઇલ દૂર જંગલમાં આવેલા મહાકાળીના ઉજ્જડ મંદિરમાં મંડળની બેઠક બોલાવી.

ને શહેરના દરવાજા રાતે બીજા પહોરને આરંભે બંધ થાય એ પહેલાં બધા જુદા જુદા માર્ગથી શહેર બહાર નીકળી ગયા.

# ૭ : નવો પંથ

ભયંકર એવા જંગલમાં ભૂતના આકારો ભમતા હોય એમ કેટલાક માનવીઓ હવામાં તરતા હોય એમ ચાલ્યા જતા હતા.

શહેરથી દૂર મહાકાળીનું એક ઉજ્જડ મંદિર હતું. એ તરફ એઓ જતા હતા.

એ હતા ચાર. દેવારિ, કિરતાર, નરહરિ અને દેવદત્ત. પાંચાલ રાજ્યના અસંતુષ્ટ પ્રજાજનો. સંકેત મુજબ એઓ મહાકાળીના મંદિર તરફ જતા હતા.

એ જીર્ણ મંદિરના પગથાર પાસે એઓ પહોંચ્યા. એમણે એક દૃશ્ય જોયું. એ ત્યાં જ થંભીને ઉભા રહી ગયા.

આકાશ અંધારૂં ઘોર હતું. માથે માત્ર તારાગણ ઝબકતા હતા. એ તારાગણ સામે પોતાના હાથ ઉંચા કરીને એમનો તાજેતરમાં સાંપડેલો સાથી જુવાન ગોરખ પ્રાર્થના કરતો હતો. એનો બુલંદ છતાં પૌરૂષેય મોહકતાથી ધ્રૂજતો અવાજ આસમાનની સાથે જાણે કે તારો વણી રહ્યો હતોઃ

એકાંત જંગલ, નિર્જન મંદિર, અંધકારભર્યા તેજથી વાદળી રંગે ચમકતું આસ્માન ને શ્યામ નીલા રંગે રંગાયેલા જીર્ણ પત્થર ઉપર પ્રાર્થના કરતો ઘૂંટણે પડેલો જુવાન–આખું યે દૃશ્ય ગૌરવભર્યું હતું. ને ચારે જણા સ્તબ્ધ બનીને ઉભા રહ્યા. હવામાંથી જાણે પ્રેરણા શોધતો હોય એવો ગોરખનો પ્રાર્થના કરતો અવાજ એમને સંભળાયો:

'નિઃશેષ દેવ! સંસાર ઉપર દરિદ્રતા દુઃખનો ભાર વધી જાય છે, ત્યારે તારો પ્રભવ થાય છે. તારા પ્રભવે ભય વ્યાપે છે. તારી શાતાએ શુભ થાય છે. હે શુભભય! જગતના ત્રિવિધ તાપ નિવારવાને તારા સિવાય અન્ય કોની શક્તિ છે?

'મહાશક્તિ! જગત ઉપર દેવ જ્યારે દાનવ બને છે, માનવી જ્યારે કંગાલ બને છે, રાજ્ય જ્યારે સત્તા બને છે, ધર્મ જ્યારે ધંધો બને છે, ત્યારે ઓ મા! ઓ શક્તિ! તું ગણશક્તિ સમૂહ-મૂર્તિ રૂપે અવતરે છે!

'મહાદેવી! તારા વગર યુગ પલટાતા નથી, તારા સિવાય આદર્શ પલટાતા નથી, તારા સિવાય લોક પલટાતા નથી. જગદંબા! તારી પ્રસૂતિ–વેદના અનંત છે. પ્રસૂતિએ પ્રસૂતિએ તું નવા સંતાન જન્માવે છે.

'મહામાયા! લોકોના પરિપાલનાર્થે તું નાશ કરે છે. નવું સર્જવાને સૃજિતને સંહારે છે. લક્ષ્મી વરસાવવાને તું અલક્ષ્મી પેદા કરે છે.

'માતા! તું સ્વયં શ્રી છતાં કંગાલિયત સ્વરૂપે વિચરે છે. તારું સ્વરૂપ શુભ છતાં તું ભયકારી બતાવે છે. સંપત્તિની લહરીયો

વહાવવાને માટે તું ઝંઝાવત બને છે. જગતને જીવન આપવાને માટે તું મહામારી બને છે.

'મહાકાળી ! વર્તમાન અનિષ્ટને છેદવાને માટે પિતૃગણે સંચિત કરેલાં કલ્યાણોનો પણ તું નાશ કરે છે. આફતો વિદારવાનો તારો રાહ એ સામાયિક આફતોથી પણ વધારે આફતકારી છે.

'મહાકાલ ! શ્મશાનમાં તારો વાસ છે. નરરૂંઢમાળાનો તારો શણગાર છે. બરાબર છે. એમ જ હોવું જોઈએ. ભસ્મમાંથી જ તમે નવસર્જન કરો છો.

'રક્ત બીજ જેવી સત્તા નવે નામે ને નવે મસ્તકે પુનઃ પુનઃ જાગે છે અને તું એને જાગવા દે છે, ખેલવા દે છે. આખું જગત ભલે એનું હો ! શ્મશાન તારૂં છે. ખાક તારી છે.

'મહાકાલ ! તું શબ્દ રૂપે જાગે છે, સમુદ્રરૂપે વિહરે છે, સંહાર રૂપે વિલસે છે. તું વર્તમાનની ભસ્મથી ભવિષ્યની રેખાઓ દોરે છે.

'મહાકાલ ! નિઃશેષ દેવ ! ગણશક્તિ સમૂહમૂર્તિ ! મહાસાગરની ભરતીએ તું જાગે છે. ઝંઝાવાતે તું ખેલે છે. આગથી તું મહાલે છે. સંહાર તારો સ્વભાવ છે. સંહારમાંથી નવસર્જન એ તારી લીલા છે.

'સ્વચક્ર ! તારૂં આવાહન કરૂં છું. જે તને આરાધે એનો તું ભોગ લ્યે છે. હું મારો ભોગ આપું છું. મહાકાલ ! મારી ખાકને પવનમાં ઉડવા દઈશ ના ! એમાંથી કાંઈક સ્વરૂપ પણ તું નવું સર્જજે.'

[ ૨ ]

ગોરખનો અવાજ બંધ થયો અને અનિમેષ નજરે એ આસમાનને તાકી રહ્યો.

ચારે માનવીઓએ આવી પ્રાર્થના કોઈ દિવસ સાંભળી ન હતી. એ પ્રાર્થનાની ઠંડી આગ એમને વીજળીના આઘાત સમી લાગી. એ ચમક્યા. પરંતુ સાથોસાથ એમના અંતરના ખૂણાઓમાં મૂંગા પડઘા ઉઠવા માંડ્યા.

અપરિચીત અને અણસમજ્યો ક્ષોભ અનુભવતા ચારે જણા મંદિરના ઓટલા ઉપર ચડ્યા. ઓટલા ઉપર મચ્છેન્દરનાથ પણ આવેલો બેઠો હતો.

'તમારી પ્રાર્થના અમે સાંભળી છે. આવી સાચી અને ભયંકર પ્રાર્થના તમે ક્યાંથી શોધી?' દ્વારિએ સવાલ પૂછ્યો.

ગોરખનો અવાજ ધ્રૂજ્યો. શબ્દોની અસરનું જાણે એને પણ પહેલી જ વાર આત્મભાન થયું. એનો અવાજ ભાવભીનો થયો. 'એ પ્રાર્થના મારા ગુરૂદેવની છે.'

'એમનું નામાભિધાન?'

'ભગવાન બૃહસ્પતિ!'

'એ કોણ?'

'તમે ચારવાકનું નામ સાંભળ્યું છે? એ જ ભગવાન બૃહસ્પતિ.'

'એ દર્શનિય મહાપુરૂષ જીવે છે?'

'હા !'

'અહાહા ! આવો માણસ આપણી વચ્ચે હોય તો ?'

'એમણે બીજું કાંઇ લખ્યું છે? એમની બીજી કોઇ પ્રાર્થના છે.' જુવાન નરહરિએ સવાલ પૂછયો.

'એમની એક પ્રાર્થના છે. તમારા જેવા ધર્મ પ્રેમીઓને એ કદાચ ન પણ રૂચે.'

'તો ય કહો તો ખરા ?'

ગોરખે બોલવા માંડ્યું:

'પત્નીના શરીરની માલિકી પૂરવાર કરવાને ખાતર એક શંકાને કારણે જેણે પોતાની પત્નીને આગમાં જલાવી દીધી.

'જેણે એક નિરૂપદ્રવી માનવીને મારીને એની પત્નીનું દાન કરીને એ દાન દ્વારા મિત્ર પ્રાપ્ત કરીને પોતાના દુશ્મનને હરાવ્યો.

'જેણે શાસ્ત્રોના સત્યાર્થને બદલે સત્તાર્થની સ્થાપના કરવા ખાતર શંબૂકને મારીને વશિષ્ઠનું બહુમાન કર્યું.

'એવા રામદેવ ! આપનું રામરાજ્ય આપને મુબારક હો. મારે એમાં વસવું નથી. હું આપને પ્રણિપાત કરૂં છું—દૂરથી.'

નરહરિ કૂદ્યો, ગોરખની પીઠ થાબડતો બોલ્યોઃ 'હું જઇશ આ ગુરૂદેવ પાસે.'

[ ૩ ]

'હવે આપણે આપણું કામ કરીએ. એક વાત ચોક્કસ છે. હવેથી આપણે કોઇ પાંચાલનગરમાં તો નહિ રહી શકીએ. જુદા જુદા પડી જવું પડશે. હવે આપણે જુદા પડી ગયા પછી નિરૂપદ્રવી રોજગારીમાં લાગી જવું છે કે કામ કર્યે જવું છે એ નક્કી કરવાને ખાતર આંહી આપણે એકઠા મળ્યા છીએ. એટલે આપણે સૌથી પહેલાં એ નક્કી કરવું જોઇએ.'

બધા જ માણસોનો એવો મત બંધાયો કે જુદા જુદા પડ્યા પછી પણ કાર્ય તો ચાલુ જ રાખવું જોઇએ.

'એટલે કે આપણે એક મંડળ રચવું જોઇએ એમ ને ? ભલે. પણ એ પહેલાં આપણે અંદર અંદર બરાબર સમજી લેવું જોઇએ. દરેક માણસ અત્યારે આપણા જુવાન સાથી ગોરખે આવાહેલા સ્વચક્રની સાક્ષીએ એકરાર કરે—પોતે કયા અર્થે, કઇ નેમે આ મંડળમાં જોડાય છે તેનો.'

દેવારિએ સહુના મુખ સામે જોયું અને એ બોલ્યોઃ 'સૌથી પહેલો મારો વારો. હું આ રાજ્ય સામે કાવતરાંબાજ બન્યો છું, કેમકે હું જમીન વેરો નાબૂદ કરવા માગું છું. એક વેપારી, એક કારીગર જેટલો વેરો આપે એનાં કરતાં ખેડૂતે રાજ્યને વધારે કર શા માટે ભરવો જોઇએ ? હું આ રાજ્યમાંથી દાસત્વ નાબૂદ કરવા માગું છું. આ રાજ્યમાં એવા પ્રકારનો પ્રબંધ મોજુદ છે કે જે માણસ વધારે કર ભરે છે એ વધારે દાસત્વ ભોગવે છે. પ્રજાજનમાં વર્ગો કરને ધોરણે પડી ગયા છે. જે વધારે કર ભરે, જે વધારે મજૂરી કરે એ વધારે નીચો. જેમ કર ઓછો ભરતો જાય એમ વર્ગ

ઉંચો બનતો જાય. ખેડૂત ખેતી કરે, રાજ્યમાં મોટામાં મોટી આવક એના કરમાંથી જ થાય, છતાં ખેડૂત તદ્દન નીચો. વેપારી ખેડૂત કરતાં ઓછો કર ભરે માટે એ ખેડૂત કરતાં વધારે આબરૂદાર. જમીનદારો વેપારીથી પણ ઓછા કર ભરે એટલે એ વેપારીથી પણ વધારે આબરૂદાર. ભાયાતો જરા યે કર ન ભરે એટલે રાજ્યમાં એ સૌથી વધારે પ્રતિષ્ઠાવંત. જાણે કે માણસ જેમ આળસુ બને એમ ઉંચો ચડે ને જેમ ઉદ્યમવંતો બને એમ નીચો ઉતરે. એ સ્થિતિ મારે નથી જોઇતી. હું એટલા માટે રાજ્યમાં અસંતોષ ફેલાવવામાં માનું છું. એમની મહેનત ઉપર ઉભી કરવામાં આવેલી આ આલસ્યસૃષ્ટિ તરફ ખેડૂતોને નિગાહ નાંખનારા બનાવવા માગું છું.'

દેવારિ પછી દેવદત્ત ઉઠયોઃ 'જે બહુ વિચારે એની વાત લાંબી હોય. ઓછું વિચારે એની વાત ટૂંકી હોય. કામેલ ને સમયપારખું શાસ્ત્રકારોએ રાજાને સમજાવી દીધું કેઃ રાજાએ ચારચક્ષુ થવું. ધર્મની ને એવી એવી અનેક અર્થહીન સૈધાન્તિક ચર્ચા પછી રાજાને એમનો વ્યાવહારિક ઉપદેશ એ હતો કે તમારે જો તમારા સિંહાસન જાળવી રાખવા હોય તો ચારચક્ષુ થવું. એટલે કે પ્રજાના સંતોષ અસંતોષ બન્ને પ્રત્યે ઉપેક્ષા રાખવી હોય તો યે રાખીને, ચાર ગુપ્તચર–પોલીસોને બરાબર રાખજો ને એમની આંખે રાજ્યને જોજો. રૂશ્વતખોરી, દમન ને બંધનનાં આ દાસતંત્રનો હું નાશ માગુ છું.'

'અને હું નાશ માગું છું' નરહરિ બોલ્યોઃ 'આ અજ્ઞાન–તંત્રનો. પ્રજાના વિચાર ને વિકાસ ઉપર નાખવામાં આવેલા અંતરાયો જમીનદોસ્ત થવા જોઇએ છે.'

'વંશપરંપરાની મોટાઇ ને સત્તાનો નાશ થવો જોઇએ.' ફિરતારે ઉમેર્યું.

દેવારિએ મચ્છેન્દરનાથ સામે જોયું. 'અને તમે ?' એણે સવાલ પૂછ્યો.

મચ્છેન્દરનાથે જવાબ આપ્યો: 'દુનિયાના અનર્થો તમામનું મૂળ આ રાજા–તંત્રમાં છે. દુનિયાભરની પ્રત્યેક અસમાનતા, અસંગતા તમે જુઓ–ધર્મે મંજૂર રાખેલી, શાસ્ત્રે સ્વીકારેલી, રૂઢિએ કબૂલેલી. એ તમામનું મૂળ તમને રાજાનો પુત્ર પણ રાજા થઇ શકે એ તરકીબમાં મળશે. આળસમાં રહેવાનું, આળસમાં જીવવાનું, પારકાની મહેનત ઉપર નભવાનુ, જાણે કે એક ઘોર કાવતરૂં કરવામાં આવ્યું છે.

'માનવ સમાજમાં રોજગારી જેટલો જ મહત્ત્વનો સવાલ છે લગ્નનો. રોજગારી જીવવા માટે છે. લગ્ન વૃત્તિ માટે છે. માનવીએ જીવવું જોઇએ. ને પ્રાકૃતિક પ્રેરણાથી વૃદ્ધિ કરવી જ જોઇએ.

'આ બે પ્રેરણાઓ છે. સ્વાભાવિક છે. પ્રેરણા, પ્રેરણા જ્યાં સુધી રહે છે ત્યાં સુધી માનવી પશુ રહે છે. પ્રેરણામાં વિચાર ભળે છે ને બુદ્ધિ પૂરાય છે ત્યારે માનવી મનુષ્ય બને છે. માનવી મનુષ્ય બને એ સરજત છે.

'પરંતુ બે માણસો આવ્યાં–આળસમાં જીવવા ખાતર. ને બન્નેએ માનવીની પ્રેરણામાં વિચારો ભળતા અટકાવ્યા. એકે રોજગારી ઉપર જાપ્તો બેસાર્યો ને માનવીની જીજીવિષામાં બુદ્ધિને અવકાશ ન રહે એવી ગોઠવણ કરી. પોતે આળસમાં રહે એ ખાતર એણે હજારોને પશુ બનાવ્યા.

'માનવી પશુ તરીકે વગર વિચારે મજૂરી કરે. માનવી પશુ તરીકે વગર વિચારે વૃદ્ધિ કરે. રાજા ને બ્રાહ્મણ એ આળસમાં જીવી શકે એ ખાતર.

'લગ્નની આજની પદ્ધતિ એટલે વારસા હક્કની ચોખવટ. કુટુંબની મિલ્કત કુટુંબમાં રહે, બ્રાહ્મણની બ્રાહ્મણવટ ને રાજાની રાજાવટ અનામત રહે એવી જોગવાઇ.

'બ્રાહ્મણવટનો નાશ ન થાય ત્યાં સુધી અજ્ઞાનનો નાશ નથી થવાનો, ત્યાં સુધી રાજા–તંત્રનો નાશ નથી થવાનો. હું નાશ માગું છું બ્રાહ્મણવટનો, ને બ્રાહ્મણવટનો નાશ કરવા માટે રાજાવટનો.'

દેવાર્યિએ ગોરખનાથ સામે જોયું. 'અને તમે શું કહો છો ?'

'હું માગું છું માનવજીવનના સ્વતંત્ર વિકાસને. માનવી માત્રને ઉલ્લાસમાં, આરામમાં જીવવાનો અધિકાર છે. માનવી માત્રની મુક્તિ હું માગું છું.

'જીવનમાં મસ્તી પૂરવી, સાહસો ખેડવાં, વગર પાંખે અંતરિક્ષમાં ઉડવું, એ હું માગું છું. માનવીને બંધન એક જ, એના સ્વાધીન વિચારનું. માનવીનું કર્તવ્ય એક જ લોકસંગ્રહનું. માનવીનું ધ્યેય એક જ. આ લોકમાં સુખી થવું અને સુખી કરવું.

'સરજનહારે આ સૃષ્ટિ રચી કહેવાય છે. કહે છે કે યુગે યુગે એ નવસર્જન કરે છે ને એનો નાશ કરે છે. આ સૃષ્ટિમાં જ્યારથી આલસ્યને એણે વર્ચસ્વ સ્થાપવા દીધું ત્યારથી જ એનો એણે નાશ કર્યો છે. આપણે સૃષ્ટિના ધામમાં નહિ પરંતુ સ્મશાનમાં છીએ. અને આપણે સ્મશાન પૂજામાં જ રાચીએ છીએ.

'વંશપરંપરાની મોટાઇ ને સત્તાનો નાશ થવો જોઇએ.' કિરતારે ઉમેર્યું.

દેવારિએ મચ્છેન્દરનાથ સામે જોયું. 'અને તમે ?' એણે સવાલ પૂછ્યો.

મચ્છેન્દરનાથે જવાબ આપ્યો: 'દુનિયાના અનર્થો તમામનું મૂળ આ રાજા–તંત્રમાં છે. દુનિયાભરની પ્રત્યેક અસમાનતા, અસંગતા તમે જુઓ–ધર્મે મંજૂર રાખેલી, શાસ્ત્રે સ્વીકારેલી, રૂઢિએ કબૂલેલી. એ તમામનું મૂળ તમને રાજાનો પુત્ર પણ રાજા થઇ શકે એ તરકીબમાં મળશે. આળસમાં રહેવાનું, આળસમાં જીવવાનું, પારકાની મહેનત ઉપર નભવાનુ, જાણે કે એક ઘોર કાવતરં કરવામાં આવ્યું છે.

'માનવ સમાજમાં રોજગારી જેટલો જ મહત્ત્વનો સવાલ છે લગ્નનો. રોજગારી જીવવા માટે છે. લગ્ન વૃત્તિ માટે છે. માનવીએ જીવવું જોઇએ. ને પ્રાકૃતિક પ્રેરણાથી વૃદ્ધિ કરવી જ જોઇએ.

'આ બે પ્રેરણાઓ છે. સ્વાભાવિક છે. પ્રેરણા, પ્રેરણા જ્યાં સુધી રહે છે ત્યાં સુધી માનવી પશુ રહે છે. પ્રેરણામાં વિચાર ભળે છે ને બુદ્ધિ પૂરાય છે ત્યારે માનવી મનુષ્ય બને છે. માનવી મનુષ્ય બને એ સરજત છે.

'પરંતુ બે માણસો આવ્યાં–આળસમાં જીવવા ખાતર. ને બન્નેએ માનવીની પ્રેરણામાં વિચારો ભળતા અટકાવ્યા. એકે રોજગારી ઉપર જાપ્તો બેસાર્યો ને માનવીની જીજીવિષામાં બુદ્ધિને અવકાશ ન રહે એવી ગોઠવણ કરી. પોતે આળસમાં રહે એ ખાતર એણે હજારોને પશુ બનાવ્યા.

'માનવી પશુ તરીકે વગર વિચારે મજૂરી કરે. માનવી પશુ તરીકે વગર વિચારે વૃદ્ધિ કરે. રાજા ને બ્રાહ્મણ એ આળસમાં જીવી શકે એ ખાતર.

'લગ્નની આજની પદ્ધતિ એટલે વારસા હક્કની ચોખવટ. કુટુંબની મિલ્કત કુટુંબમાં રહે, બ્રાહ્મણની બ્રાહ્મણવટ ને રાજાની રાજાવટ અનામત રહે એવી જોગવાઇ.

'બ્રાહ્મણવટનો નાશ ન થાય ત્યાં સુધી અજ્ઞાનનો નાશ નથી થવાનો, ત્યાં સુધી રાજા-તંત્રનો નાશ નથી થવાનો. હું નાશ માગું છું બ્રાહ્મણવટનો, ને બ્રાહ્મણવટનો નાશ કરવા માટે રાજાવટનો.'

દેવાર્યિએ ગોરખનાથ સામે જોયું. 'અને તમે શું કહો છો ?'

'હું માગું છું માનવજીવનના સ્વતંત્ર વિકાસને. માનવી માત્રને ઉલ્લાસમાં, આરામમાં જીવવાનો અધિકાર છે. માનવી માત્રની મુક્તિ હું માગું છું.

'જીવનમાં મસ્તી પૂરવી, સાહસો ખેડવાં, વગર પાંખે અંતરિક્ષમાં ઉડવું, એ હું માગું છું. માનવીને બંધન એક જ. એના સ્વાધીન વિચારનું. માનવીનું કર્તવ્ય એક જ લોકસંગ્રહનું. માનવીનું ધ્યેય એક જ. આ લોકમાં સુખી થવું અને સુખી કરવું.

'સરજનહારે આ સૃષ્ટિ રચી કહેવાય છે. કહે છે કે યુગે યુગે એ નવસર્જન કરે છે ને એનો નાશ કરે છે. આ સૃષ્ટિમાં જ્યારથી આલસ્યને એણે વર્ચસ્વ સ્થાપવા દીધું ત્યારથી જ એનો એણે નાશ કર્યો છે. આપણે સૃષ્ટિના ધામમાં નહિ પરંતુ શ્મશાનમાં છીએ. અને આપણે શ્મશાન પૂજામાં જ રાચીએ છીએ.

'હજારો વર્ષ ઉપર બાપદાદાએ કરેલા દેવો આપણે પૂજીએ છીએ. હજારો વર્ષ ઉપર બાપદાદાએ કરેલા વિચારો આપણે કબૂલીએ છીએ. હજારો વર્ષ ઉપર બાપદાદાએ આંકેલી રૂઢિઓ આપણે મંજૂર રાખીએ છીએ. હજાર વર્ષના શ્મશાનની આપણે ખાક પૂજીએ છીએ.

'ભૂતકાળની એ ભસ્મપૂજામાંથી મચડીને લોકની આંખો હું ભવિષ્યકાળ ઉપર ચોટાડવા માગું છું. હું એટલા માટે સ્વચક્રને ઝંખું છું ને આવાહન કરું છું.'

થોડીવાર બધા ચૂપ રહ્યાઃ 'ત્યારે આ લાંબી વાતનો સાર એક જ.' દેવારિ બોલ્યોઃ 'કે આપણે કામ કરવું. અસંતોષ ફેલાવવો.

'હા એમ જ.' બધા બોલ્યા.

'તો હવે સાવધ રહેવું પડશે. આપણે હવે દેખતી આંખે આગમાં ઝૂકાવીએ છીએ. હવે સાવધાની રાખવાની છે.'

'આપણે આગમાં ઝૂકાવ્યા પછી આપણે તો ખાક જ થવાના. માત્ર આપણા જલવાથી એ આગ એવી પ્રજ્વલે કે કોઇ દિવસ બૂઝાય નહિ. આપણે કેવળ સાવધાન નહિ પણ સાહસિક પણ થવાનું છે.' ગોરખે ઉમેર્યું.

'બરાબર !' દેવારિ બોલ્યો. 'હવે આપણે જુદા જુદા ગામોમાં બેસી જઇએ, ત્યાં જઇને ખેડૂતોને જગવીએ, અને એટલા સાથીદારો મેળવીએ.'

[ ૪ ]

મચ્છેન્દર અને ગોરખ બન્નેને રૂદ્રપુર ગામ અને એ બાજુનો મુલક સુપ્રત કરવામાં આવ્યો હતો. રૂદ્રપુર પાંચાલ રાજ્યની સરહદ ઉપરનું એક ગામ હતું. એઓ એ પ્રદેશથી વાકેફ હતા. એમની એ કારણે પસંદગી થઇ.

ગોરખને રૂદ્રપુર ગામનું નામ સાંભળી ખૂબ આનંદ થયો. ને ખૂબ ક્ષોભ પણ થયો. એની અનુભવ શાળાના ગુરૂઓ બધા એ તરફ જ હતા. વિદ્યાભાસ્કાર ચાર્વાકનો આશ્રમ નજીક હતો. પોતે અવારનવાર એને મળી શકશે એ એને સંતોષ હતો.

ને અભંગા ને વિષકન્યા રૂદ્રપુરમાં જ હતાં. પોતાને જી… વિષમ અનુભવો પણ રૂદ્રપુરમાં જ થયા. અનુભવોનો થોડો કડવો સ્વાદ ગોરખને ફરીને આવ્યો.

તેઓ આખરે રૂદ્રપુર પહોંચ્યા. આસપાસની પરિ… તેઓ વાકેફ બનવાને થોડા દિવસ આમતેમ ભમતા ગાળવા… રૂદ્રપુરમાં એમણે એક નાનું સરખું મકાન લીધું. કોઇક પ્રત્યક્ષ તો કરવો જ જોઇએ. એમણે ખેડૂતોના આડતિયા—વિક્રેતા… કામ શરૂ કર્યું.

દિવસો ઉપર દિવસો વિત્યા. ને એક દિવસ એ રસ્તેથી નીકળી! એણે ગોરખને જોયો—ધ્યાનથી જોયો. જરાક… અને ચાલી ગઇ.

*

ચાંદની રાત હતી. મ…
બહારની નિર્જન વનરાઇ

ભૂતકાળની અન્વેષણા કરવાની વૃત્તિ થઇ આવે છે. એને આજે એ વૃત્તિ થઇ હતી. એટલે એ એકલો ચાલ્યો.

આંતરવિચારણા ને આંતરવિમાસણ કરતો એ ચાલતો હતો.

એકાએક એ થંભી ગયો. કાંઇક અવાજ આવ્યો. સૂર દૂર હતો છતાં પરિચિત લાગ્યો.

અવાજની દિશા તરફ એ ચાલ્યો. થોડે દૂર જતાં એણે એક દૃશ્ય જોયું અને એ જડવત્ ઉભો થઇ રહ્યો.

એક વડવૃક્ષની નીચે ગોરખ ઉભો હતો. ગોરખની સામે એક જુવાન સ્ત્રી ઉભી હતી. બન્ને એક બીજા સામે અનિમેષ જોઇ રહ્યાં હતાં.

મચ્છેન્દરનાથ ચમક્યો. ગોરખ અત્યારે આંહી ક્યાંથી? આ સ્ત્રી કોણ?

[ ૫ ]

**મ**ચ્છેન્દર સાચેસાચ તાજુબ બન્યો. એક ક્ષણ એને જાણે અકારણ આઘાત લાગ્યો. આવા ઉજ્જડ જંગલમાં આવી રીતે ગોરખ એક જુવાન સ્ત્રી સાથે શું ગુફતેગો કરતો હશે! ગોરખ! જેના ચહેરામાં સ્ત્રૈણત્વની એક પણ કોમળ રેખા સરખી યે ન હતી, જેની આંખમાં જાતીયતાના ભાનનું એક કિરણ સરખું પણ નથી, એવો માનવી મધરાતે એક સ્ત્રીને શા માટે એકાંતે મળે?

મચ્છેન્દર જ્યાં ઉભો હતો ત્યાંથી એ વાતચીત સાંભળી શકતો

હતો. એણે કાન માંડ્યા. ઝાડની ઘટામાંથી વાર્તાલાપ ચળાતો ચળાતો એના કાનમાં પહોંચવા લાગ્યો:

'અભંગા!' ગોરખે સવાલ કર્યો. એનો અવાજ સ્વચ્છ હતો: 'તમે મને અત્યારે આંહી શા માટે બોલાવ્યો છે!'

ત્યારે પેલી જુવાન અને ગુલછડી જેવી ઉંચી, પાતળી ને લંબગોળ ગૌર વદનવાળી સ્ત્રીનું નામ અભંગા હતું એ મચ્છેન્દરને સમજાયું.

અભંગાએ જવાબ આપ્યો. વાદળમાંથી વીજ ઝબકે એમ અંધારામાં પણ એનું હાસ્ય ચમકી ઉઠ્યું.

'ઓહો! તમે તો મહારાજ! હવે ઘણા બધા મોટા માણસ થઇ ગયેલા દેખાઓ છો ને શું! તમને બોલાવાય પણ નહિ?'

'અભંગા!' ગોરખના અવાજમાં મચ્છેન્દરે નવો કંપ સાંભળ્યો. એ કંપ રોષનો હતો, કે સખતાઇનો હતો કે કોઇ કોમળ ભાવનાની ઝણઝણાટીનો હતો એ નક્કી કરવાનું મચ્છેન્દર માટે સહેલું ન હતું. 'અભંગા! તમને એમ નથી લાગતું કે તમે એક જબરૂં અને અર્થ વગરનું સાહસ જ કર્યું છે?'

'ના. મને એમ નથી લાગતું. મને તો આવી રીતે જંગલમાં ફૂદવું ને ગેલવું ગમે, ખુલ્લી હવામાં ફરવું ગમે. હું પોતે તો કોઇ કોઇ વાર આંહી આવું પણ છું. ને આજ હું પોતે નીકળવાની હતી એટલે તમને બોલાવ્યા. એમાં મેં શું અજુગતું કર્યું હોય?'

'ચાલો આપણે હવે એ ચર્ચા બંધ કરીએ. તમે મને સિર્ફ વાતો જ કરવા બોલાવ્યો છે કે તમારે મારૂં કશું ય કામ છે?'

'ખાસ કામ તો કશું જ નથી. પરંતુ તમે આટલા અધીર કેમ થાઓ છો? તમને મારી સાથે નથી ગમતું?'

'ગમવા ન ગમવાનો પ્રશ્ન નથી. પરંતુ આવી રીતે આપણે એકલા મળીએ તો કોઈને નકામું કહેવાનું મળે ને?'

અભંગાનું મુક્તહાસ્ય રૂપાની થાળીમાં મોતી પછડાતાં હોય એવું રણક્યું. 'અરે મહારાજ! તમે તો હજી એવા ને એવા જ રહ્યા. તમને એકાંતનો ડર, તમને સ્ત્રીનો ડર, તમારું બ્રહ્મચર્ય આવું કાચું છે?'

ગોરખ જવાબમાં સહેજ હસ્યો: 'બ્હેન,' એણે કહ્યું: 'તમે તમારી દૃષ્ટિથી જુઓ છો, હું મારી દૃષ્ટિથી જોઉં છું. એક જુવાન સ્ત્રીને અસ્પર્શ્ય રહેવું ન ગમે. એને સહવાસ ગમે, સહચાર ગમે. પરંતુ તમારી સ્થિતિ છે ઠંડી વીજળી જેવી. તમે ઇચ્છો ન ઇચ્છો તો ય સામાને આઘાત તો લાગે જ. મારી સ્થિતિ એવી છે. એ આઘાત મને પ્રિયકર લાગતો હોય, અભિનંદનીય લાગતો હોય તો યે મારે એનાથી દૂર રહેવું. દૂર રહેવું, નહિ કે તમે કોઈ અનિચ્છનીય વસ્તુ છો એટલા માટે. અસાધ્ય છો એટલા માટે ય નહિ. પરંતુ મારે મન અસાધનીય છો.'

અભંગાને કાંઇ ન સમજાયું. એ ગોરખ સામે જોઇ રહી.

'હું તમને મારી વાત સમજાવું. સૃષ્ટિમાં પ્રજા બે પ્રકારની હોય છે. સામાન્ય અને અસામાન્ય. સામાન્ય માનવીઓ જીવે છે–કેવળ જીવે છે. એ કમાય છે, ખાય છે, પ્રજનન કરે છે ને

મૃત્યુ પામે છે. એ છે સૃષ્ટિના હાડ અને માંસ. કલેવર છે. શરીરમાં જેમ સાત વર્ષે તમામ પરમાણુંઓ બદલાય છતાં શરીર એનું એ જ રહે છે; સામાન્ય પ્રજાનું પણ એમ જ બને. એ કમાય છે, ખાય છે જીવવા અને વૃદ્ધિ કરવા. એ જીવે છે, કમાવા, ખાવા ને વૃદ્ધિ કરવા. એ વૃદ્ધિ કરે છે કમાવા, ખાવા ને જીવવા. પ્રકૃતિ એમને પ્રેરે છે. પ્રકૃતિને એ વશ થાય છે.'

'અસામાન્ય પ્રજા એ સૃષ્ટિનો આત્મા છે. એ જીવે છે જીવાડવા. એ પોતાનો નાશ નોતરે છે બીજા જીવે છે એ ખાતર. એ કર્તવ્યપરાયણ થાય છે પ્રકૃતિને વશ કરીને વાળવા કે જેથી સામાન્ય પ્રજા વધારે આરામથી જીવે.'

'સામાન્ય ને અસામાન્ય માનવીઓ વચ્ચેનો ભેદ જ આ જીજીવિષા અને નિવૃત્સા વચ્ચેનો દૃષ્ટિભેદ. સામાન્ય વર્ગ એને વશ થાય છે. અસામાન્ય એ પ્રેરણાઓને કબજે કરે.'

'તમે આ બધું તત્ત્વજ્ઞાન શા માટે ઉપદેશો છો એ મને નથી સમજાતું. હું આંહી આવી છું ફરવા, આસાયેશ લેવા અને તમારી સાથેનો જૂનો સંબંધ તાજો કરવા. મારું તો આ જડબાતોડ વાણી માથું પકાવે છે. તમે કહેવા માગો છો શું?'

ગોરખે સ્મિત કર્યું. 'બહેન, હું તમને કહેવા માગું છું એ કે સામાન્ય અને અસામાન્ય વચ્ચેનો સંગ કોઈ દિવસ સુખરૂપ નથી થતો. અસામાન્ય માનવીઓ પ્રેરણાઓને કબજે રાખે એ વાત સાચી, કોઈક વાર કાબૂ ગુમાવે એ વાત પણ એટલી જ સાચી. જેનો સ્વભાવ પ્રેરણાઓને જ વશ થવાનો છે એના પત્નને જો એની આ સ્થિતિ થાય તો એ એક ક્ષણિક ભૂલમાં જીવનભર બંધન વહોરે ને પોતે પોતાની જાતમાંથી નીચો ઉતરી . ;

'એટલે ?'

'હું મારો જ દાખલો આપું. હું પ્રેરણાઓને વશ ન થાઉં એ દાવો નથી કરતો; પણ વિશ્વત્સા એ જ એની પ્રકૃતિ પરસ્તિ છે એ પરત્વે વશ થવાનું પસંદ ન કરૂં ને વશીભુત થવાનો સંજોગ ઉભો ન થાય એની ખાસ કાળજી રાખું.'

'હં. હવે સમજાયું. તમે એમ જ કહેવા માગો છો ને કે તમે કોઇ સ્ત્રી સાથે વાતો કરવાનો બને એટલો ઓછો અવસર શોધો ને બનતાં સુધી સ્ત્રીઓ સાથે સંસર્ગ પણ ન રાખો.'

'હા એમ જ.'

'એમ કેમ ? અમે શું માણસ નથી ?'

'તમે માણસ તો છો જ, પણ મારા ને તમારા રાહ ન્યારા છે. ને દોસ્તી કે બિરાદરી તો સમાનશીલ સાથે જ હોય. તમારી પ્રેરણા છે વૃદ્ધિ કરવાની. મારી મુરાદ છે વર્ધિતને જીવાડવાની. આપણે એકાંત સેવીએ. લોકને કહેવાનું મળે એ એક વાત. આપણે પગથિયું ચૂકીએ એ બીજી વાત. તમે ચૂકો ને હું ય ચૂકું. પ્રેરણા ઉપર મહા પ્રયાસે મેળવેલો ને મહા પ્રયાસે જ જળવાતો કાબૂ ગુમાવવો એ કાંઇ દોષ નથી. પરંતુ એ એક જ ભૂલનું પરિણામ મારે જીવનભરના બંધનમાં ભોગવવું પડે.'

'ઓ—હો, તમારી દૃષ્ટિ જ મેલી છે અને તમે અસામાન્યતાની વાતો કરો છો. પુરૂષ અને સ્ત્રી વચ્ચે કોઇ દિવસ વિશુદ્ધ સ્નેહ હોઇ શકે જ નહિ એમ તમે માનો છો. તમારૂં માનસ જ ખરે-ખર દુર્બળ છે.'

'બહેન, વિશુદ્ધિ એટલે શું?'

'કેમ, વિશુદ્ધિ એટલે જાતીય આકર્ષણથી પર રહેવું તે.'

'બહેન! હું વિશુદ્ધિ કહું છું કર્તવ્યપરાયણતાને. એક માણસ ભૂલ કરે, ભૂલ સમજે, પછડાતો કૂટાતો પણ પોતાનું ધ્યેય ન ચૂકે; લોહી ઝરતો પણ એનો ધ્વજ સદા ઉંચો જ રહે. તમારી વિશુદ્ધિ છે નિષ્ક્રિયતાની. મારી વિશુદ્ધિ છે સક્રિયતાની.'

'બહુ સારૂં. મને આ તત્ત્વજ્ઞાનનું હવે અજીર્ણ ન થાય એનો કોઇ રસ્તો છે કે નહિ?'

'બહેન! હું જીવું છું જ આકાશમાં. હું ભમતો પંખી છું. આકાશમાં જ ઉડું. નવું તત્ત્વજ્ઞાન સર્જું. નીચે આવું તો પ ધરતીના ઝાડ ઉપર જ બેસું.'

'એ તો બરાબર છે. વ્યવહારની કોઇ વાત સામો માણસ સમજી શકે કે પચાવી શકે એમ કરતાં તમને નથી આવડતી.'

'મારૂં જીવનકાર્ય જ એવું છે. આ આખી સૃષ્ટિને નવે રંગે રંગવાની મને કામના છે. આ આખી ધરતીને ચાર વેંત ઉંચી ચડાવવાની મારી ઉમેદ છે.'

'અને એટલા માટે તમે એકલા આકાશમાં ઉડો છો ખરૂં ને? આકાશમાં પંખી ઉડે ને ચિચિયારી કરીને નીચેના જગતને ઉપર નોતરે એમાં જ જગત ઉંચે ચડી જતું હશે!'

અભંગા ગોરખના સ્તબ્ધ બનેલા ચહેરા સામે જોઇને હસી પડી. ગોરખના ખભા ઉપર હાથ મૂકીને એ બોલી: 'અરે મારા અસામાન્ય જુવાન, ઝાડના ફળ ધરતીથી ઉંચા થઇ

ધરતી ઉપર તો શું પણ ધરતીની અંદર દટાઈ જાય. પછી એના ઉપર માટી ચડે, મેલ ચડે ને એમાં કોહી જાય ત્યારે એ સડેલા બીજમાંથી જ નવું વૃક્ષ ઉગે. તમે ય એકલા ઉંચા ઉડશો તો એકલવાયા બનશો ને ધરતીમાં દટાશો તો જ નવેસરથી ઉગશો.'

ગોરખ ધીમે ધીમે જાણે કે કેફમાંથી જાગ્યો 'તમારી એ વાત છે સાચી.'

'લોકમાં દટાઓ, લોક જેવા બનો, લોકના હૃદય સમજો ને એ હૃદયની ભૂમિમાંથી નવી સૃષ્ટિ જાગે.'

'બહેન ! તમે સાચેસાચ વિદ્વાન છો. હું કેવળ તર્કમાં જ રહ્યો ને તર્કાકાશમાં જ ઉડ્યો. તમે સાચેસાચ અસામાન્ય માનવી છો. બહેન, તમે શું પ્રવૃત્તિ કરો છો ?'

'હું તો લોકોની વચ્ચે રહું છું. સ્વતંત્ર જીવન ગુજારૂં છું, ગુજારવા માગું છું ને મારૂં કામ કરૂં છું.'

'શું કામ ?'

'કામ તો જે આવે તે. કોઈ મૂંઝાયો હોય તો મારી પાસે આવે. કોઈ ખોટી ચાલે ચાલતો હોય તો હું એની પાસે જઉં. કોઇ માંદુ હોય તો હું સેવા કરૂં, માંદા કેમ ન પડાય એ સમજાવું. કોઇ સ્ત્રી ધણીના ત્રાસથી મૂંઝાતી હોય તો હું એને સંઘરૂં. આ બાજુ બધા પુરૂષો મને ઘર ભંગાવનારી તરીકે જ ઓળખે છે.'

ગોરખે નવી જાગેલી માનબુદ્ધિથી અભંગા સામે જોયું. 'આપણો સહવાસ ઉભયને લાભદાયી થશે એમ મને લાગે છે. હું પણ આંહી કાર્યાર્થે જ આવ્યો છું. આપણે બન્ને સાથે કામ કરશું.'

# ૮ : અ લગ્ન

ઉપલા પ્રસંગને થોડાએક દિવસો વીત્યા. એક દિવસે મચ્છેન્દર અને ગોરખ પરગામથી થાક્યા પાક્યા આવેલા. ભોજન લઈને વામકુક્ષી કરતા હતા ત્યાં એમના સહવાસથી એમ-નામય બનેલો એક ગ્રામજન ત્યાં આવ્યો:

'શાં સાંભળ્યું ને ગોરખભાઇ?' એણે બૂમ પાડી.

'શું છે?' ગોરખે ભોંય પથારી પરથી જ એના તરફ નજર નાંખીને સવાલ કર્યો.

'પેલી અભંગા છે ને? એના ઘર આગળ તો હુલકું પડ્યું છે.'

'અભંગાનું નામ સાંભળીને ગોરખના કાન ચમક્યા.

'શું છે?'

'ગામલોકે એનું ઘર ઘેર્યું છે. કહે છે કે સળગાવી જ દઇએ.'

ગોરખની આંખમાં ખૂન આવ્યું, પ્રકોપની આંધી એના રોમ રોમમાં ઘૂમી વળી.

'ચાલો,' એણે હાથમાં લાઠી ઉપાડી અને ચાલવા "રસ્તામાં આપણે વાત કરીશું.'

ગોરખ અને ગ્રામજન ઝપાટાબંધ ચાલવા માંડ્યા. મચ્છેન્દર પણ હાથમાં ડાંગ લઈને ગોરખની પાછળ ચાલી નીકળ્યો.

બધા ઉતાવળા ગામ તરફ ચાલવા લાગ્યા. ગામની દિશામાંથી અસ્પષ્ટ પણ તરસ્યો કોલાહલ સંભળાતો હતો.

'શું થયું છે?' ગોરખે ગ્રામજનને પૂછ્યું.

ગોરખ એટલા વેગથી ચાલતો હતો કે એની સાથે રહેવામાં ગ્રામજનને દોડવું પડતું હતું.

'બન્યું એમ કે ભાઈ! આપણા ગામનો એક દરજી હતો. એ એની બિમાર બૈરીને મારતો હતો. અભંગા ત્યાંથી જતી હતી. એણે મારફૂટ સાંભળી. એ અંદર ગઈ. ને પછી ભાઈ, એમણે દરજીને એવો તો લગાવી દીધો ને કે વાત નહિ. ને એની બૈરીને પોતાને ઘેર લાવી. આ દરજીએ ગામચોરે વાત મૂકી. ગામલોકને ટાઢક તો હતી, ને પછી દરજી ને મોચી ને સુતાર સહુ થયા ઉભા ને હો હો કરતું ધાડિયું ઉપડ્યું, ને હું આવ્યો તમને કહેવા.'

ગોરખના કદમ એની અધીરાઈ સાથે મેળ નહોતા રાખી શકતા. એ ખૂબ જ ઝપાટાબંધ ચાલતો હતો.

અભંગાના ઘર પાસે એઓ આવ્યા. ઘર આગળના મોટા રસ્તા ઉપર લોક જમા થઈને કિકિયારી કરતું હતું.

તોફાને ચડેલાં લોક જેટલું હિંસક પ્રાણી આ જગતમાં બીજું કોઈ નથી. એનામાં વાઘની લોહીતરસ, તરસની નિષ્ઠુરતા અને ..ગલ હાથીનો સ્વચ્છંદ હોય છે.

ઘરની ડેલી બંધ હતી, ને બહાર લોક ગાજતું હતું. 'રાંડે કંઇકના ઘર ભંગાવ્યા છે. કંઇકની વહુ દીકરીઓને ભગવી છે. આજ તો પૂરી કરો.'

ને ગામનો કોળી ને ગામનો ગરાસિયો કુહાડાઓ લઇ ને મકાનનાં બારણાં ફાડતાં હતાં. કોઇક કહે કે મકાન આખું સળગાવી દો!

સામે કોઇકના ઘરમાં કડબની ગંજી હતી. લોક પૂળા લાવ્યું. ને પછી એને આગ લગાડી. મકાનને આગ ચૂમવા લાગી. ડેલીને કુહાડા ફાડવા લાગ્યા. ને લોહીની ગંધથી વાઘ જેવો ઘુરકાટ નીતરી નીતરીને ઝેરી તિખાશથી ધબકતો સંભળાતો હતો.

એક ક્ષણ ગોરખ લોકની કારમી રૂદ્રતાથી મૂઢ જેવો થઇ ગયો.

ડેલીનું અંદરથી બારણું ઉઘડ્યું ને ઉઘાડા બારણાની વચમાં અભંગા જાતે આવીને ઉભી.

[ ૨ ]

અભંગા ડેલીના બારણાંની વચમાં આવીને ઉભી. પોતાના શિકારને પોતાની સામે સામી છાતીએ આવીને ઉભેલી જોઇને માનવ વ્યાઘ્રનું ટોળું સ્તબ્ધ થઇ ગયું. આ કોણ હતી ? ઓરત હતી કે મરદ ? વીરાંગના હતી કે કોઇ ચુડેલ હતી ? એ જરા યે ડરતી કેમ નથી ? મરદના ઉગામેલા હાથની નીચે એ પોતાનું શિર ઝૂકાવતી કેમ નથી ?

અભંગાએ પૂછ્યું: "તમે બધા આંહી શા માટે આવ્યા છો તમે શું માગો છો ?'

લોકની હરોલના માણસો તો એ સ્વસ્થ ને ગૌરવભર્યા અવાજથી દબાયા. પાછળના ભાગમાંથી કોઈએ બૂમ પાડીઃ અમે આવ્યા છીએ તારું ઘર ભાંગવા. તેં કંઈકનાં ભાંગ્યા છે એનો બદલો લેવા.”

‘એ કોણ છુપાઈને બોલે છે ? આમ જરા આગળ આવો. તમારે મને પૂછવું હોય તે પૂછો. હું તમને જવાબ આપીશ.’

એક જણ ચીસ જેવા અવાજે બોલ્યોઃ ‘અરે સાંભળશો મા કોઈ આ રાંડનું ! આપણે આપણું કામ કરો. એને બોલવા દેશો મા. જો એને તમે એક વાર બોલવા દીધી તો પછી તમે એને મહાત નહિ કરી શકો.

પાછળથી હવામાં લાકડીઓ ઉંચી થઈ. બિલાડી પૂછડી પછાડી ઘુરકાટ કરે એવો ઘુરકાટ સંભળાયો.

અભંગા હસીઃ ‘બરાબર છે. તમે તો બધા યે પુરુષો જ છો ને ? તમને તો છાજે. તમે આંખો બંધ કરો, તમે કાનો બંધ કરો, તમે તમારી બુદ્ધિનાં દરવાજા બંધ કરો, કેવળ તમારૂં શરીર ચલાવો. જેમ કીડાઓ જીવે છે, જેમ પશુઓ વાગોળે છે, એમ તમે જીવો અને એમ જ તમે મરો.’

‘જોયું હવે એ ગાળ દે છે. તમે સહુ અહીં ગાળ સાંભળવા આવ્યા છો ?’

અભંગાએ સત્તાવાહી અવાજે મોટે સાદે કહ્યુંઃ ‘તમે સહુ જે કામે આવ્યા હો તે [illegible] કરીને જજો. પરંતુ મારી વાત તો તમારે સાંભળવી જ પડશે. હું જે સ્ત્રીને લઈ આવી છું એ સ્ત્રીએ

એના ધણીની ગુલામી ઉઠાવી છે. એને જીલ્યું છે. આજ એ ધણી એ સ્ત્રીને મારે છે. હું સ્ત્રીઓ એવો માર ખાય એવી ગુલામી પસંદ નથી કરતી.'

હા, બા, હા. તું સ્ત્રીઓ દુકાન માંડે એ જ પસંદ કરે છે. એ અમે ક્યાં નથી જાણતા ? એક વૃદ્ધાએ સૂર પૂરાવ્યો. ને બધા એ સાંભળી ને તિરસ્કારથી હસી પડ્યા.

'અને રૌદ્ર સ્વસ્થતાથી અભંગાએ જવાબ આપ્યો. તમારા જેવા નરપશુઓને પનારે જીંદગીભર પરવશ રહેવું ને પેટને ખાતર જીંદગીભર તમારા ગળાના ઘંટ જેવા બની રહેવુ એના કરતાં એ શું ખોટું ?"

આ સ્પષ્ટ જવાબથી બધા મૂઢ જેવા બની ગયા. એક ક્ષણ સર્વત્ર સન્નાટો છાઇ રહ્યો. સમાજે ભયંકરતમ અને અલિપ્ય માનેલા પાપને બરદાસ કરી લેવાની આ બેપરવાઇ કોઇકને ન સમજાઇ ને અનેકોને ન સહેવાઇ.

'મારો, રાંડને મારો.' પાછળથી હુલકું પડ્યું: આ જ આપણી વહુદીકરીઓના માથાં ફેરવે છે. મારો–મારો.'

ઘો ઘોનો દેકારો પડ્યો. જાણે વરૂઓના ટોળાં ઉપરથી નજરબંદીના જાદુ દૂર થયાં. સૌથી આગળ ઉભેલા માણસે અભં-ગાના માથા ઉપર ડાંગનો ફટકો માર્યો. માથામાંથી લોહીની ફૂટ થઇ. એના ગૌર મુખની રેખાઓમાં લોહી સીંચાવા માંડ્યું.

અભંગાએ આંખો ઉપરથી લોહી લૂછ્યું. એની આંખ' આત્મશ્રદ્ધાના તેજનો પુંજ પ્રજ્વલ્યો.

એક કદમ તે આગળ આવી. ડાંગનો ઘા કરનાર જડ હાસ્ય કરતો ઉભો હતો. એના ગાલ ઉપર અભંગાએ એક સપ્ત તમાચો ખેંચી કાઢયો. અચાનક આઘાતથી ચમકેલા એ માણસે અભંગાની આંખમાં ક્રોધનો જ્વાલામુખી ફાટતો જોયો. એના લોહી ભીના ચહેરામાં આગની જીભો જાણે રમતી એણે જોઇ. 'તમારા માર સહી લેનાર તમારા વાસની કોઇ ઘરવાળી જેવી તમે મને સમજ્યા ?' અભંગાએ સિંહ ત્રાડે બૂમ પાડી. એણે પેલા માણસની ડાંગ ખૂંચવી લીધી. પોતાના વસ્ત્રનો એણે કચ્છ માર્યો.

'હવે જેની હામ હોય એ સામે આવો. 'અને એણે અટ્ટહાસ્ય કર્યું.

વકરેલા વાઘનું લોહી સુંઘતું ટોળું પોતાના તરસને ઉભેલી જોઇને શહે ખાઇ જાય એમ વિફરેલું લોક સ્તબ્ધ થઇ ગયું.

ગોરખ ઝપાટાબંધ મેદનીમાંથી માર્ગ કરીને આગળ વધ્યો ને એની પાછળ કદમ ભિડાવતો મચ્છેન્દર ચાલ્યો.

'ખબરદાર !' ગોરખે હાથ ઉંચો કરીને બૂમ પાડી : 'આ બહાદૂર સ્ત્રી ઉપર કોઇ આંગળી સરખી યે ન ઉંચકશો.'

વિફરીને ચંડિકા સમી બનેલી અભંગાની એક બાજુએ પહેલવાન મચ્છેન્દરને ઉભેલા જોઇ આગલી હરોલવાળા ચમક્યા. એઓ પાછા હટી ગયા. લોકોમાં ધક્કામુક્કી થવા માંડી ને એમની ઉકળતી ફિટનાખોરી અભંગા સાથે અથડાઇને પાછી ફરી, તે હવે અંદર ઠલવાવા લાગી. એક ક્ષણમાં ધક્કામુક્કીમાંથી ગાળાગાળી, ગાળાગાળીમાંથી બોલાચાલી ને બોલાચાલીમાંથી નાની સરખી મારામારી થવા લાગી.'

'તમે તોફાન ન કરો, મારામારી યે ન કરો અને મારી વાત સાંભળો.' અભંગાએ બૂમ પાડી.

'ખામોશ! ખામોશ!' ગોરખે સાદ ઝીલી લીધો.

[ ૩ ]

**બ**ધા ઉભા રહ્યાં. લોક એ વિરાટ છે, પણ એ બાળક–વિરાટ છે. એ કાં તો શાસન કરે છે, ને કાં તો શાસિત થાય છે.

'તમે સાંભળો! તમે સહુ મને મારવા આવ્યા છો. તમે હજાર છો. હું એકલી છું. તમે ધારો તો મને કાચી ઘડીમાં મારી નાંખી શકશો. તમે મારૂં ઘર જલાવવા આવ્યા છો. તમે ધારો તો એક કાચી ઘડીમાં મારૂં ઘર જલાવી શકશો. પણ એથી શું? એ તો એમ જ સાબિત થશે કે હુ એક એવી નારી હતી, કે જેનો સંહાર કરવાને હજાર નરોને જમા થવું પડ્યું હતું. હું વીરાંગના ગણાઇશ. તમે સહુ ભીરૂઓ કહેવાશો.'

ડાંગ ફેંકી દઇને ગોરખ અને મચ્છેન્દરની વચમાંથી ચાલીને અભંગા લોકગણ નજીક ગઇ. 'આવો! હું મારો જાન દેવા તૈયાર છું. તમારામાંથી જાન લેવાને કોઇ તૈયાર છે?

થોડીવાર સહુ લોક ઉપર નિર્ભય નજર નાંખીને અભંગા આગળ બોલવા લાગી.

'તમે મને મારશો તો ય શું? તમે મારા વિચારોને નાબૂદ કરી શકશો? તમે મકાનને આગથી જલાવશો તો ય શું? તમે ખિલતી નવી સૃષ્ટિને ખાક કરી શકશો?

'તમારી સ્ત્રીઓને નસાડવાનો, ઉશ્કેરવાનો અને જૂઠે વિચારે ચડાવવાનો તમે મારા ઉપર દોષ મૂકો છો. હું એમ કરું છું. હું એમ કરવાની છું; અને આજ કે વર્ષો પછી હું મૃત્યુ પામું તો ય એ કામ કરનારી અનેક અભંગાઓ પાકવાની છે. તમે એ ભૂલશો નહિ કે અભંગાઓ મારામાંથી નથી જન્મતી. એ તમારામાંથી જન્મે છે.

'હું તમારી આગળ મારો બચાવ નથી કરવા માગતી. શા માટે કરું ? મને સૂઝે તે મુજબ મારી બહેનોનાં ચશ્મો આગળ નવી રોશની ધરવાનો મારો અધિકાર છે ને એ અધિકારના ભોગવટાને અંગેના તમામ પરિણામો હું સહી લેવા તૈયાર છું.

'હું સ્ત્રીઓને ઉશ્કેરું છું. સાચી વાત છે. હું ઉશ્કેરું જ છું, હું ઉશ્કેરતી રહેવાની જ છું. હું એમને પ્રજનન અને ભોજનનાં કારખાનાનાં મૂઢ સંચા બનવાની ના પાડું છું. હું એમને કહું છું, કે તમે પેટને માટે એક જ પુરુષને જાત વેચીને ગુલામ બનો છો એના કરતાં તો દિવસના અર્ધા કલાક એક કલાક જાહેર વેશ્યાવૃત્તિ કરી જરૂરજોગું ધન કમાઇ લ્યો, ને દિવસના બાકીના કલાકો સ્વતંત્ર જીવનમાં, સ્વાધ્યાયમાં અને સ્વૈરવિહારમાં ગાળો એ બહેતર છે. હું એમને કહું છું કે તમે જાતે કમાઓ, તમારા લગ્નને તમારા પુરુષ સહવાસમાંથી મિલકત અને પેટને બાદ કરી નાંખો, તમે જીવો તમારી તાકાત ઉપર. તમે પ્રજન કરો તમારી જાતીયતા ઉપર. હું એમને આ કહું છું. આ કહેવાની છું; અને તમે મને આજે મારો, મારી નાંખો, મારા મકાનને જલાવી ઘો, એથી શું નારીઓને આમ કહેનાર બીજી કોઇ નહિ નીકળે એમ તમે માનો છો ?'

અભંગાનો પૌરૂષભર્યો કર્ણમધુર અવાજ, એનો પ્રભાવશાળી સીનો, એનો બેપરવા તોર આગલી હરોળના લોકોને શેહ ખવરાવવાને પૂરતો હતો. પરંતુ પાછળથી બૂમ પડી: 'અરે આ તો આપણી વહુ દીકરીઓને વેશ્યા બનાવવાનું કહે છે. આ આપણે સાંખી લઇએ તો આપણે મરદ શાનાં? એ રાંડને તો મારો– મારો–મારો."

ને મારો–મારોની ઘોર બૂમ ઉઠી. લોકની કાબૂમાં આવેલી વૃત્તિની કમાન છટકીને તોફાને ચડી. કોઇએ પાછળથી પથ્થર ફેંક્યો ને અભંગાના કપાળમાં વાગ્યો. ફૂટ થઇ લોહી વહેવા લાગ્યું.

અભંગાના ચહેરા ઉપર શહાદતનું સીંદૂર ઢોળાયું. તપેલા ત્રાંબા જેવો એનો ચહેરો એના લોહીથી ધોવાવા લાગ્યો. હોઠ પીસીને હઠીલા રોષથી એ બુલંદ સ્વરે બૂમ પાડી ઉઠી:

'મારો! મને મારો. એક દિવસે મારા આ ચંપાતા માંસ-પિંડમાંથી નવી અભંગા જાગશે એને તમે પૂજી શકો એ ખાતર મને મારો. મારી બહેનો જીવે એ ખાતર મને મારો. હું અબળા આંહી ઉભી છું. તમે મરદો આવો. જે ઘા મારી બહેનોના અંગ ઉપર પડવાના છે એ હું ઝીલું.'

એક ક્ષણ કારમી શાંતિ ફેલાઇ ગઇ.

'ઘર ઘર હું અશાંતિ ભાળું છું. ઘર ઘર હું ઇરાદાપૂર્વક જમાવેલા અજ્ઞાનના અંધકાર નિહાળું છું. ઘેર ઘેર નિર્વીર્ય સૃષ્ટિના સર્જનની ચક્કી મંડાયેલી જોઉં છું–ને આજ મારા મોતના પડદા નીચે એ બધું ઢાંકી દેવા માગો છો. ભલે ઢાંકો, તમારો ર તમે જ મુકરર કરી લ્યો છો. એ નિર્ધારનાં પરિણામ સહેવ

તૈયાર થઇ રહેજો. કદી યે ન હવે અભંગાઓ પાકશે. કુમારિકાઓ ને અપરિણિતાઓમાં નહિ, પરંતુ તમારી વહુઓ અને તમારી બહેનોમાં તમને રોશની મળશે. બહારના આક્રતાબથી નહિ પરંતુ અંદરથી પ્રગટતા જ્વાલામુખીથી. અસહિષ્ણુ સમાજ સુધારવાની ના પાડે છે, ને અંદરથી સળગે છે. આજ મારી જે ચિતા બળશે એમાં મારો દેહ જલશે ને સંસાર તમારો ખાક થશે.'

નવખંડની રાજરાણીની ગૌરવાન્વિત બેપરવાઇથી એ અદબ વાળી ઉભી રહી:

'બસ હવે તમે મને મારી નાંખો.'

અને એણે બુલંદ સ્વરે ગાવા માંડ્યું.

जटा कटा हसन् भ्रमन् भ्रमन्ति लींप निर्झरी
विलोल वीचि वल्लरी, विराजमान मूर्धनि ।

મચ્છેન્દર ચમક્યો. પીડાકારક સંતાનની માફક પોતાનું જ એક વાર ગાયેલું આ સ્તોત્ર એની સામે જ્યારે ને ત્યારે આવીને પછડાતું, જે એને અસ્વસ્થ બનાવતું હતું. મૂઢ આંખે એ અભંગાની નિર્ભીક ને તોરીલી મૂર્તિ જોઇ રહ્યો. મૂઢ કાને એ અભંગાનો વીર્યવંત મૃદુતા ભર્યો કંઠ સાંભળી રહ્યો. એ ન ચાલ્યો, ન બોલ્યો—કાંઇએ ન કરી શક્યો. ન સમજાય એવો ઉત્પાત એના અંતરમાં તાંડવ મચાવી રહ્યો હતો.

ગોરખ પોતાની ડાંગ ઉંચી કરીને કૂદ્યો. કોઇકે પાછળથી પત્થર ચાળો કર્યો. ગોરખના માથામાં એ વાગ્યો. લોહી નીકળ્યું. ને પછી તો જાણે કોઇ ભૂતાવળ જાગી.

અને ત્યાં એક કારમું પરંતુ પરવશ તોફાન જામ્યું. કોણ કોને મારે છે, શા માટે મારે છે, એનું લોકને ભાન ન રહ્યું. હૃદયના અંતરતમ અંધકારમાં છૂપાઇ રહેલી પાશવતા આજે જાણે હિંસક પ્રેરણાથી માગ માગતી હતી. અવિચારી ઉર્મિલતાએ બુદ્ધિના ને ભાવનાનાં તમામ બંધનો છેદી નાંખ્યાં હતાં. પશુગૃહના કોઇ ઉરાંગઉટાંગ અચાનક બંધનમુક્ત થઇ બાગમાં આંધળું તોફાન ને એદાન કરે, એમ લોક પણ વાનરનૃત્ય કરવા લાગ્યું,

અભંગા ઉપર ફટકો પડયો. માથા ઉપર બીજો ત્રીજો અને ચોથો એમ ફટકાની પરંપરા બોલી. અભંગા ઢગલો થઇને ભોંય ઉપર પડી. નારી જાણે લાલ માંસના પીંડ સમી દેખાવા લાગી.

ગોરખે અભંગાને ભોંય પર પડતી જોઇ. ચમકી ઉડેલા પંખીઓ જેમ આભ ભરી દે એમ અમંગળ શંકાઓ એના મગજને અંધ બનાવવા લાગી. એણે એની ડાંગના ટેકાથી લાંબી ફલાંગ મારી. એક ફલાંગે એ પોતાને ફરી વળેલી માનવ જૂઓને ખંખેરી નાંખીને અભંગા પાસે પહોંચ્યો. અભંગાના ભોંયે પડેલા દેહની બે ય બાજુએ પોતાના પગ ટેકવીને એના ઉપર પડતા પ્રહારો પોતાના પગ, પોતાના અંગ ને પોતાના હાથ ઉપર ઝીલતાં ગોરખ સિંહનાદે ત્રાડયોઃ 'ખબરદાર ! હોંશિયાર.'

મચ્છેન્દરની આંખો ફાટી ગઇ. અંતરની ભીતરમાંથી જૂની યાદગીરીઓની વરાળોએ આંખોનો વિવેક જાણે હરી લીધો. એ જોતો હતો, એ સાંભળતો હતો. પરંતુ થોડીવાર જે જોતો હતો જે સાંભળતો હતો એનો મર્મ સમજવાનું એનું ચૈતન્ય જાણે હરાયું હતું.

ગોરખની ડાંગ સુદર્શન ચક્રની જેમ વિંઝાવા માંડી. ને એ ચક્રની વચમાં આવવાની કોઈની હામ નહોતી. તોફાનનું ધ્યેય કોઈ જાણતું ન હતું. એટલે જાનેનિસાર દંગો ખેડી નાંખવાની કોઈની વૃત્તિ ન હતી. શિશિરના વાયુથી ઝાડ ઉપરથી સુક્કાં પાંદડાં ખંખેરાય એમ એક પછી એક માણસ ખંખેરાઈને દૂર ખસવા લાગ્યું.

આખરે એ મેદાનમાં ભોંયે પડેલી અભંગા, એના ઉપર નર-સિંહ બનીને ઉભેલો મસ્ત ગોરખ અને જરા દૂર કર્તવ્યમૂઢ શો તાકતો મચ્છેન્દર એટલા માત્ર રહ્યા.

[૪]

પાંચ દિવસ આ વાતને થઈ ગયા. અભંગાના મકાનમાં મચ્છેન્દર, અભંગા ને ગોરખ એટલા ભેગાં મળ્યાં હતાં. અભંગા પથારીવશ હતી. એને ફૂટ અને મૂઢ બેય પ્રકારનો સારો જેવો માર લાગ્યો હતો. પાંચેક દિવસથી ઉપચાર ચાલતા હતા. જખમના દરદો ને લીલઝામાંના સોજા હવે ઓસરતા હતા. ચહેરા ઉપરની પીળાશ ઓછી થતી હતી. આંખોમાંથી રોષની લાલાશ ઓછી થતી હતી.

આખા ગામમાં શરમની ગમગીની છવાઈ ગઈ હતી. લોકે ગૂમાવેલા કાબૂ માટે સહુ પસ્તાતા હતા.

ગોરખ અને મચ્છેન્દર રોજ અભંગાની ભાળ પૂછવા જતા. ત્યાં રોકાતા. કામકાજની પૂછપરછ કરતા. થોડીવાર બેસીને પાછા જતાં. આમ તેઓ દિવસના બે વાર જતા.

પાંચેક દિવસ પછી ગોરખ, મચ્છેન્દર ને અભંગા મળ્યાં, ત્યારે અભંગાએ ગોરખને કહ્યું: 'હું આજ તમારી સાથે થોડી વાત કરવા માગું છું.'

'તમારે મને જે કહેવું હોય તે કહો.'

અભંગા થોડીવાર મૂક રહી. એકી ધ્યાને છત સામે તાકી રહી. પછી બોલી:

'તમને સીધો અને સ્પષ્ટ સવાલ પૂછવા માગું છું. તમે મારી સાથે લગ્ન કરશો ?'

ગોરખ આ સવાલને માટે જરા યે તૈયાર નહોતો. એના ચહેરા ઉપર તાજુબીની ઉજજડતા છવાઇ.

'તમે મને પરણશો તો હું તમને મારે ગળે નથી બાંધી રાખ-વાની. તમે તમારી જે પ્રવૃત્તિઓ કરવાના હો એ તમામ કરવાને તમે પૂરા મુખત્યાર રહેશો. હું પોતે પણ મારે જે પ્રવૃત્તિઓ કર-વાની છે એ કરવાને પૂરી મુખત્યાર રહીશ.'

'આ લગ્ન સૂચવવામાં તમારી નેમ શું છે ?'

'મારી નેમ એક તો એ છે કે જે સમાજમાં આપણે જીવીએ છીએ, જે સમાજમાં મારે ફરવાનું છે, એમાં યુવાન કુમારિકાઓ વેશ્યા કરતાં યે અધમ મનાય છે. બધાની આંખ એને ભીંસી નાંખવા તૈયાર છે. બધાની જીભ એને ચૂંથી નાંખવા લોલુપ હોય છે. બધાના હાથ એના અંગના ટુકડા કરવાને લંબાય છે:

'પણ તમે તમારું રક્ષણ કરવાને સમર્થ નથી?'

'હું સમર્થ છું. મારી રક્ષા કરવાને પૂરેપૂરી શક્તિમાન છું એમાં મને શંકા નથી, ને તમને પણ કોઇ શંકા ન હોવી જોઇએ. પરંતુ હું શું આખી યે જીંદગી મારી જાતની જ ચોકી કરતી બેસું? મારું કર્તવ્ય મારી જાતની ચોકી કરવામાં જ પૂરું નથી થતું ને મારે પૂરું કરવું યે નથી. આપણો સમાજ સ્ત્રીઓને પોતાની મિલકત ગણે છે. પરણેલી સ્ત્રી એની નજરે ખીલે બાંધેલી ગાય જેવી છે. અપરિણિત સ્ત્રી એને મન હરાયાં ઢોર જેવી લાગે છે. એ કોઇની મિલકત તરીકે જાહેર ન થયેલી હોવાથી સહુ કોઇ એનો દુરૂપયોગ કરવાની લાલચ કરે છે. મારે બીજાં કામ છે. એ કામ કરવાને હું છૂટી રહું માટે મારે આ લાલચનો સામનો કરવામાં સમય નથી ગાળવો. હું એટલે જ તમને આ દરખાસ્ત કરું છું.'

ગોરખ નિરુત્તર રહ્યો.

આપણે એક વાર પરણીએ. પછી છૂટા પડીએ. આપણે નથી સાથે રહેવાની જરૂર, નથી એક બીજાની કમાઇ ઉપર આધાર રાખવાની જરૂર. આપણે આપણા અલાહેદા કર્તવ્ય પંથ ઉપર આગેકદમ કરીએ. જ્યારે મૂઝતા હોઇએ ત્યારે આપણી પ્રવૃત્તિની એક બીજાને હૂંફ આપીએ. ધારીએ ત્યારે એક બીજાને આસાયેશ આપીએ, એક બીજાના મિત્ર બનીને રહીએ. મારી તમારી પાસે આ દરખાસ્ત છે, નથી આ જીંદગીભરનો સહવાસ, નથી એમાં જીવનભરની પરવશતા, નથી એમાં જીંદગીભરની પરોપજીવિતા. હું તમારી પાસે માગું છું એ પુષ્પ ને ભ્રમર જેવાં કોઇ પત્નીના પતિ સાથેનાં લગ્ન નહિ, પરંતુ એક નારીનો નર સાથેનો સ્વાયત્ત સહવાસ માગું છું. તમે મને તે આપશો?'

ગોરખે અભંગાનું માથું સુંઘ્યું અને કપાળમાં માનભર્યું ચુંબન કર્યું, અને જવાબ આપ્યો: 'દેવી! હું કબૂલ છું.'

[ ૫ ]

**મ**ચ્છેન્દરની છાતીમાં આ જુવાન અને આ જુવતીનાં લગ્નની વાતથી ડૂમો ભરાયો.

ગોરખ જુવાન હતો. આદર્શવાદી હતો, નભસંચારી ગરૂડરાજ જેવો હતો. એના શરીરમાં તાજું લોહી વહેતું હતું. એની બુદ્ધિમાં નવો પ્રકાશ રેલાતો હતો. એના મગજમાં નવી રચનાના તંતુઓ વણાતા હતા. પોતે પણ એવો જ થઇ શક્યો હોત !

અભંગા શરીરે સોહામણી તો હતી જ. પરંતુ એનું સોહન ડારનારૂં કરતાં ડારનારૂં હતું. એને પગલે કંકુ નહિ પણ સિંદૂર વેરાય એવી એ દેખાતી હતી. એનામાં છટા હતી: કમળના છોડની નહિ, પરંતુ કમાન વળેલી સૌદામિનીની. એના હાથમાં તાકાત હતી: બાળકને પારણામાં ઝૂલાવવાની નહિ પરંતુ મરદોના ટોળાંને થંભાવી રાખવાની. કેવી અજબ ઓરત હતી!

'ત્યારે આપણે મુહૂર્તનું હવે નક્કી કરવાનું રહ્યું.' મચ્છેન્દરે સૂચના કરી.

અભંગા હસી: 'ગોરખ અને મેં સામસામી કબૂલાત આપી. એ જ સાચું મુહૂર્ત. બીજું મુહૂર્ત તે વળી શું જોવાનું હતું!

'પણ બ્રાહ્મણ જોઇએ, સમાજ જોઇએ.'

'હું આજથી ગોરખની જ મિલકત બની છું અને મારા ઉપર આજ પહેલાંના જે કોઇના, જે કાંઇ હક્કદાવા હોય એ બધા આજે ખતમ થાય છે. અને મારા ઉપર ગોરખનો અધાટ હક્ક સ્થપાઇ જ ચૂક્યો છે એ બતાવવાને જ સમાજની જરૂર કે બીજા કોઇ કામ માટે? સમાજ કે નાત કે જાત બધાની જરૂરત તો લગ્નના સાક્ષીઓ તરીકેની જ કે નહિ? આપણે એનાં કરતાં ગામમાં ઢોલ જ પીટાવી દઇએ કે ગોરખ અને અભંગાના લગ્ન થઇ ગયાં છે, તો ઓછી મહેનતે એટલું જ કામ ન સરે?" અભંગાએ જવાબ આપ્યો.

'અને અમારાં આ લગ્ન પ્રજનન માટે નથી થતાં, એટલે પ્રજનનમાંથી કમાણી કરી પોતાનું ઉદર ભરવા બ્રાહ્મણની હાજરીની અમારે જરૂર નથી.' ગોરખે બીજી વાત રજૂ કરી.

'પણ તો ય થોડાક માણસો તો જોઇએ જ. એ અહીં હાજર રહે એમાં તમને વાંધો શો?'

'અમને જરૂર નથી દેખાતી. તેમ વાંધો પણ નથી.'

'બરાબર. હવે લગ્નની તિથિ માત્ર નક્કી કરવાની રહી.'

ગોરખે અભંગા સામે જોયું. અભંગાએ જવાબ આપ્યો, 'એમાં તિથિ નક્કી કરવા જેવું ય શું છે? ગોરખને કશો પ્રત્યવાય ન હોય તો આજે અને અત્યારે જ શા માટે ન થાય?'

'મને વાંધો નથી.'

મચ્છેન્દર તત્કાલ પાડોશમાંથી પાંચ છ માણસો બોલાવી લાવ્યો. એ બધા ફળિયામાં બેઠાં. મચ્છેન્દરે એમને ગોરખ અને અભંગાના લગ્નની વાત કરી. ગોરખ અને અભંગા બન્ને દંગા પછી ગામમાં ખૂબ જાણતી ને ખૂબ ચર્ચાતી વ્યક્તિઓ બની હતી. આ બે વ્યક્તિઓનાં લગ્નની કશી જ રૂઢીગત તૈયારી કે ધામધૂમ આગંતુકોએ જોઇ નહિ. તૈયારી કે ધામધૂમ વગરના લુખ્ખાં અને નવા પ્રકારનાં લગ્ન જોવા એમને કાંઇક કાંઇક કુતૂહલ થયું.

[ ૬ ]

પોતાના જમણા હાથમાં અભંગાનો હાથ ઝાલીને ગોરખ બહાર આવ્યો. એણે કહ્યું: 'ભાઇઓ ! તમને સહુને અત્યારે તકલીફ આપી છે: મારા અને અભંગાના લગ્નના સાક્ષી રહેવા માટે.'

એક જુવાનિયાને હસવું આવ્યું. એણે ગલીપચી અનુભવતાં પોતાની પાડોશમાં બેઠેલા બીજા જુવાનના કાનમાં કહ્યું: 'અલ્ય આણે તો વહુનું નામ લીધું !'

'હવે સાંભળને મારા ભાઇ. આ તે કાંઇ લગ્ન થોડાં જ છે ? લગ્નમાં તો માંડવો જોઇએ, પાપડ ને વડી થવા જોઇએ, માણેક-સ્થંભ જોઇએ, ફૂલેકાં નીકળવા જોઇએ. માંડવે મોતીચૂરના લાડુ ઉડવા જોઇએ. આપણે ખાઇએ ને વર ભૂખ્યા રહે, એનું નામ સાચાં લગન. આ તો ધતીંગ છે ધતીંગ. આ લગન તે જિંદગી-ભરનાં થોડાં જ છે ? આ તો ગાજરની પિપોડી વાગી ત્યાં સુધી વગાડશે, ને પછી છૂટાં પડશે. આવા તે કાંઇ લગન હોતા હશે ?'

અભંગાએ કહ્યું : 'અમારા લગનમાં અમે વૈદિક આચાર બરાબર પાળ્યો છે :

त्रिणि वर्षाण्युदीक्षेत कुमार्यृतुमती सती।
ऊर्ध्वं तु कालादेतस्माद् विन्देत सदृशंपतिम
काममाभरणातिष्ठेद् कन्यृतुमत्यपि।
नचैवेनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित'

'આ છે વૈદિક આજ્ઞા. એનો અર્થ એમ થાય છે કે કન્યા ઋતુમતિ થાય, ત્યાર પછી ત્રણ વરસ દરમિયાન પોતાને અનુકૂળ આવે એવા પતિની જાતે શોધ કરી લ્યે.

'બીજા શ્લોકનો અર્થ એ થાય છે કે ઋતુમતિ કન્યા પોતાને લાયક પતિની જાતતપાસમાં નિષ્ફળ નીવડે તો બહેતર છે કે એ જિંદગીભર કુમારી જ રહે. પરંતુ ગુણહીન કે અસમાનપતિ સાથે લગ્ન ન કરે.

આ વૈદિક આજ્ઞા છે. એ આજ્ઞા વૈદિક છે માટે હું તેનું પાલન કરૂં છું એમ નથી, પરંતુ એ સાચી આજ્ઞા છે માટે હું એને અનુસરૂં છું. આજ સુધી મને સમાન ગુણશીલ પતિ મળ્યો ન હતો એટલે હું કુમારી રહી હતી. આજ મને એ મળે છે અને હું એની સાથે સ્વેચ્છાથી લગ્ન કરૂં છું. અમારૂં આ લગ્ન તમને જાહેર હો.'

ગોરખે અભંગાનાં પાણિ ગ્રહીને કહ્યુંઃ 'અમારા લગ્ન અગ્નિની સાક્ષીએ ભલે ન હો, અમારા સ્વજનોની સાક્ષીએ ન હો, રૂઢિગત આચાર વિચારોના ચોગઠાંથી મઢાયેલું ન હો, પરંતુ પ્રકૃતિની અને આત્માની સાક્ષીએ થાય છે અને તમે પણ એના સાક્ષી રહેજો.'

'સૂર્યની સાક્ષીએ, પ્રકૃતિની સાક્ષીએ, તમારી સાક્ષીએ અમે બન્ને અમારા લગ્નની પ્રતિજ્ઞા તમારી પાસે લઇએ છીએ. અમે એક બીજાને કૉલ આપીએ છીએ.

'અમે ગાર્હસ્થ્યની કૂંડીમાં ડૂબવા નથી માગતા. અમે બાગમાં ફુલઝાડ બનીને કેવળ ફૂલો પેદા કરીને રાચવાં અને એ ફૂલોને કરમાતા જોઇને ખિન્ન થવાની એક માત્ર કામગીરી નથી કરવાના. વિશાળ આસ્માનની નીચે અવિશાળ એવું છાપરૂં ઉભું કરીને એમાં અમે અમારૂં જગત સમાવવા નથી માગતા. એટલા માટે સપ્તપદીની સાત પ્રતિજ્ઞાઓમાંથી પહેલી પ્રતિજ્ઞા લેવાની હું સાફ ના પાડું છું.'

મારી પત્નીને મારા તેજથી હુ મઢવા નથી માગતો. હું એને પૂતળી જેવી બનાવવા નથી માગતો, અને હું એના પૂતળાં તરીકે ય નથી નાચવાનો. અમારામાંથી નથી કોઇ મદારી થવાનો, નથી કોઇ મરકટ બનવાનું. એટલા માટે હું સપ્તપદીની બીજી પ્રતિજ્ઞા લેવાનો ઇન્કાર કરૂં છું.

'હું ધાન્ય આપું ને મારી પત્ની ખાય. હું પરસેવો ઉતારૂં અને એ ઝીલે. મને એ કબૂલ નથી. અમારૂં સહજીવન એ માર્ગે નથી જવાનું. ત્રીજી પ્રતિજ્ઞા લેવાનો હું ઇન્કાર કરૂં છું.'

'મારો સંસાર અને મારા સ્વપ્નાંઓ, મારી આકાંક્ષાઓ અને મારા આદર્શો સનાતન કાળ માટે મારી પત્નીમાં પૂર્યમાન રહે એ લગ્નની પ્રતિજ્ઞા મને મંજૂર નથી. હું ચોથી પ્રતિજ્ઞા યે લેવાની સાફ ના પાડું છું.

'હું ઢોર રાખું અને મારી પત્ની એ ઉછેરે. હું ગાયો રાખું અને મારી પત્ની એ પાળે. હું પશુ પાળું અને મારી પત્ની એને માટે સીમમાં ઘાસ લેવા જાય.—હું એવા પશુ રાખવાનો નથી ને હું એવી પશુડી સાથે પરણતો યે નથી. પાંચમી પ્રતિજ્ઞા મારે અગ્રાહ્ય છે. મને એ નામંજૂર છે.

त्रिणि वर्षाण्युदीक्षेत कुमार्यृतुमती सती।
ऊर्ध्वं तु कालादेतस्माद् विन्देत सदृशंपतिम
काममाभरणातिष्ठेद् कन्यृतुमत्यपि।
नच्चैवेनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित'

'આ છે વૈદિક આજ્ઞા. એનો અર્થ એમ થાય છે કે કન્યા ઋતુમતિ થાય, ત્યાર પછી ત્રણ વરસ દરમિયાન પોતાને અનુકૂળ આવે એવા પતિની જાતે શોધ કરી લ્યે.

'બીજા શ્લોકનો અર્થ એ થાય છે કે ઋતુમતિ કન્યા પોતાને લાયક પતિની જાતતપાસમાં નિષ્ફળ નીવડે તો બહેતર છે કે એ જિંદગીભર કુમારી જ રહે. પરંતુ ગુણહીન કે અસમાનપતિ સાથે લગન ન કરે.

આ વૈદિક આજ્ઞા છે. એ આજ્ઞા વૈદિક છે માટે હું તેનું પાલન કરૂં છું એમ નથી, પરંતુ એ સાચી આજ્ઞા છે માટે હું એને અનુસરૂં છું. આજ સુધી મને સમાન ગુણશીલ પતિ મળ્યો ન હતો એટલે હું કુમારી રહી હતી. આજ મને એ મળે છે અને હું એની સાથે સ્વેચ્છાથી લગન કરૂં છું. અમારૂં આ લગન તમને જાહેર હો.'

ગોરખે અભંગાનાં પાણિ ગ્રહીને કહ્યું: 'અમારા લગન અગ્નિની સાક્ષીએ ભલે ન હો, અમારા સ્વજનોની સાક્ષીએ ન હો, રૂઢિગત આચાર વિચારોના ચોગઠાંથી મઢાયેલું ન હો, પરંતુ પ્રકૃતિની અને આત્માની સાક્ષીએ થાય છે અને તમે પણ એના સાક્ષી રહેજો.'

'સૂર્યની સાક્ષીએ, પ્રકૃતિની સાક્ષીએ, તમારી સાક્ષીએ અમે બન્ને અમારા લગનની પ્રતિજ્ઞા તમારી પાસે લઇએ છીએ. અમે એક બીજાને કૉલ આપીએ છીએ.

'અમે ગાર્હસ્થ્યની કૂંડીમાં ડૂબવા નથી માગતા. અમે બાગમાં ફુલઝાડ બનીને કેવળ ફૂલો પેદા કરીને રાચવાં અને એ ફૂલોને કરમાતા જોઇને ખિન્ન થવાની એક માત્ર કામગીરી નથી કરવાના. વિશાળ આસ્માનની નીચે અવિશાળ એવું છાપરૂં ઉભું કરીને એમાં અમે અમારૂં જગત સમાવવા નથી માગતા. એટલા માટે સપ્તપદીની સાત પ્રતિજ્ઞાઓમાંથી પહેલી પ્રતિજ્ઞા લેવાની હું સાફ ના પાડું છું.'

મારી પત્નીને મારા તેજથી હું મઢવા નથી માગતો. હું એને પૂતળી જેવી બનાવવા નથી માગતો, અને હું એના પૂતળાં તરીકે ય નથી નાચવાનો. અમારામાંથી નથી કોઇ મદારી થવાનો, નથી કોઇ મરકટ બનવાનું. એટલા માટે હું સપ્તપદીની બીજી પ્રતિજ્ઞા લેવાનો ઇન્કાર કરૂં છું.

'હું ધાન્ય આપું ને મારી પત્ની ખાય. હું પરસેવો ઉતારૂં અને એ ઝીલે. મને એ કબૂલ નથી. અમારૂં સહજીવન એ માર્ગે નથી જવાનું. ત્રીજી પ્રતિજ્ઞા લેવાનો હું ઇન્કાર કરૂં છું.'

'મારો સંસાર અને મારા સ્વપ્નાંઓ, મારી આકાંક્ષાઓ અને મારા આદર્શો સનાતન કાળ માટે મારી પત્નીમાં પૂર્યમાન રહે એ લગનની પ્રતિજ્ઞા મને મંજૂર નથી. હું ચોથી પ્રતિજ્ઞા યે લેવાની સાફ ના પાડું છું.

'હું ઢોર રાખું અને મારી પત્ની એ ઉછેરે. હું ગાયો રાખું અને મારી પત્ની એ પાળે. હું પશુ પાળું અને મારી પત્ની એને માટે સીમમાં ઘાસ લેવા જાય.—હું એવા પશુ રાખવાનો નથી ને હું એવી પશુડી સાથે પરણતો યે નથી. પાંચમી પ્રતિજ્ઞા મારે અગ્રાહ્ય છે. મને એ નામંજૂર છે.

'મારામાં મારી પત્ની પોતાનું સર્વસ્વ જુએ, મારામાં એના આદર્શો, એની મિલકત, અને એનું જીવન જંજીરાયેલું જુએ, એ લગ્ન નથી. એ તો વિષમ શાપ છે. હું છઠ્ઠી પ્રતિજ્ઞા યે લેવાની સાફ ના પાડું છું.

'सखायै सप्तपदी भव !' મારી પત્ની મારી સખા બને. મારા ધર્મમાં મને સ્વતંત્ર રહેવા દે. પોતાના ધર્મમાં પોતે સ્વતંત્ર રહે. અમારા અર્થ અને કામ સ્વાયત્ત ને સ્વયંપૂર્ણ રહે. અને એ કારણે જ અમે પરસ્પર સખા બનીએ. એના કાર્યમાં એ મારા સહચારની અપેક્ષા રાખે ને મારા કાર્યમાં હું એની સહાનુભૂતિ ઉપર આધાર રાખું, એ સક્રિય સ્વાયત્ત સાથેદારી બરાબર છે. એ જ સાચું લગ્ન છે. અને હું પ્રકૃતિની સાક્ષીએ, તમારી સાક્ષીએ એ પ્રતિજ્ઞા લઉં છું કે મારી પત્નીને હું 'સખા' તરીકે માનીશ. એના પ્રત્યે સખા તરીકે વર્તન રાખીશ. હું સ્વાયત્ત રહીશ અને એની પાસેથી પણ એની આશા રાખીશ."

'હું જ્યારે મારા માગમાં ઢૂકું ત્યારે મને એ મારા રાહે આગળ વધવાની ઉત્તેજના આપે. અતીવ થાકે મારા ગળે શોષ બાઝે ત્યારે મને એ પ્રેરણાનાં જળ સીંચે, મારા રાહની નીચે ધરતી જ્યારે તપે, પથ્થરો જ્યારે અંગાર બને, ત્યારે એ પોતાની મધુરતાથી એને શાંત કરે:

'આ સખાભાવ હું જાળવવાનો કૉલ આપું છું. હું પ્રતિજ્ઞા લઉં છું. सखायै एकपदीभव !

અભંગા બોલી :

'અને વૈદિક કાળમાં વધૂએ નથી કોઇ પ્રતિજ્ઞા લેવાની. એ કેવળ પૌરાણિક કાળમાં જ બ્રાહ્મણોએ લગ્નવિધિમાં ઘુસાડી દીધી છે. કન્યાની પ્રતિજ્ઞાઓ એ કેવળ તૂત છે. એ ગુલામીનું આંધળું ખત છે. હું એ પ્રતિજ્ઞાઓ લેતી નથી. અને હું કોણ છું, કેવી છું એ સમજ્યા પછી મારા પતિએ પણ મારી પાસેથી એ પૌરાણિક પ્રતિજ્ઞાઓની મારી પાસે કોઇ આશા રાખવી જોઇએ જ નહિ.

'પતિના કુટુંબનાં વૃદ્ધો, બાળકો તમામની હું અહોનિશ સેવા શા માટે કરૂં? વૃદ્ધો ને બાળકોને ખડે પગે સેવાઓ જોઇતી હોય તો એમને એ માટે જુવાનોની પત્નીઓ ઉપર ભરોસો રાખવો જોઇએ નહિ; પરંતુ નોકરો રાખી લેવા જોઇએ. હું પતિને પરણીને કુટુંબની નોકર નથી બનવા માગતી. હું એ પ્રતિજ્ઞા લેવાની ના પાડું છું.

પતિની ગરીબાઇ, કંગાલિયત કે હીણકમાઉપણા સામે હું વિરોધ શા માટે ન ઉઠાવું? એ ગરીબાઇ નિવારવા, એ કંગાલિયત દૂર કરવા હું જાતે શા માટે ન કમાઉં? અને હીણકમાઉ પતિને હું શા માટે જીંદગીભર વળગી રહું? એવી પ્રતિજ્ઞા મારે નથી લેવી.

'પતિ પ્રત્યે ભક્તિ રાખવી, શ્રદ્ધા રાખવી એ કબૂલત એક-પક્ષી છે. પતિ મારી પ્રત્યે એવું વર્તન રાખે તો હું એમ કરૂં. સદાકાળ પતિ સાચા જ છે એમ હું ન બોલું. એ જૂઠા હોય, જૂઠે માર્ગે જતા હોય, જૂઠાણું આચરતા હોય ત્યારે પણ મારે ચૂપ રહેવું એ વાત મારે કબૂલ નથી. એ પ્રતિજ્ઞા મારે કરવી નથી.

'પતિની આજ્ઞાઓ હું ઉઠાવીશ, એનાં પશુ પાળીશ. એમ હું શા માટે કહું ? હું શું કોઈ નોકરાણી તરીકે એના ઘરમાં જઉં છું ?

'ઋતુકાળ પછી નહાઈ ધોઈને પવિત્ર થયા પછી મારા પતિ સાથે એ માગે ત્યારે, એ ઇચ્છે ત્યારે સહશયન કરવાની હું ચોકખી ના પાડું છું. હું કોઈ બજારૂ વેશ્યા નથી. એવી પ્રતિજ્ઞા કોઈ પુરૂષને લખી આપવી–ગમે તેવો પુરૂષ હોય તો યે–તેના કરતાં તો જાહેર દુકાન માંડીને કમાઈ લેવું બહેતર છે. હું સંપૂર્ણ ભારપૂર્વક આ લગ્ન દ્વારા મારા શરીરના કાયમી લિલામ કરવાની સ્પષ્ટ ના પાડું છું.

'પતિના ઘરમાંથી મારે બહાર પગ ન મૂકવો, પતિના ઘરની ચોકી કરવી, પતિના પશુનું જતન કરવું, પતિનું આંગણું ચોકખું રાખવું, મારી જાતને ઘરની ચાર દિવાલમાં નજર કેદ બનાવવાની, મારી સાફ ના છે.

'હોમ, યજ્ઞ, તીર્થ, યાત્રા એટલા કાર્યમાં હું પતિની સહભાગી બનું. બીજામાં નહિ. એમ શા માટે ?

'એવી પ્રતિજ્ઞા મારે શા માટે કરવી જોઈએ. જે પતિ પોતાની પત્ની પાસેથી આવી છ પ્રતિજ્ઞાઓ કરાવી શકે છે એને આ સાતમી પ્રતિજ્ઞાની જરૂર જ શા માટે હોય. હોમ અને યજ્ઞમાં ધુમાડો ખાવા ને અગ્નિ સળગાવવાને એ પત્નીને સાથે રાખવાનો જ છે. તીર્થયાત્રામાં પણ શું એ પોતાની આ શિઘ્રકલંકપાત્ર અને નજરકેદ મિલકતને પોતાની પાછળ મૂકી જવાનો છે ? આ પ્રતિજ્ઞા હું લેતી નથી.

'એકે ય પૌરાણિક પ્રતિજ્ઞા હું નથી લેતી, હું નથી લેવાની. હું મારા જીવનમાં તો એ એકેએક પ્રતિજ્ઞાનો ઉઘાડો ભંગ કરવાની છું.

'પણ હું એક પ્રતિજ્ઞા લઉં છું. જે ગોરખે લીધી તે જ. હું એની સખા બનીશ. એના સુખદુઃખમાં સાથ ને સલાહ આપીશ. જંગે એ ઘવાશે તો હું એને શાતા આપીશ. કર્તવ્યે એ થાકશે તો હું એને પ્રેરણા આપીશ. આશાએ એ થંભશે તો હું એને માટે આશાનો સ્થંભ બનીશ. અમે બન્ને હાથમાં હાથ મિલાવી, અમારી નવી દુનિયાને અમારી આંખોથી જોતાં એક બીજાથી તાલીમ લેતા, અને એક બીજાને તાલીમ આપતા, એક બીજાના અનુભવોની આપલે કરતાં અને પૂર્તિ કરતાં આગળ અને આગળ વધશું. હું મારો પ્રાણ એનામાં સીંચીશ. એનો પ્રાણ હું પીશ. અમારામાંથી જો કોઇ અવસાન પામશે તો અમારી સ્મૃતિઓ પણ પરસ્પર પ્રેરણાદાયી બને એ ખાતર.'

પ્રતિજ્ઞા પૂરી થઇ અને લોક વેરાયું. કોઇને કાંઇ સમજ ન પડી. સહુને એટલું સમજાયું કે કાંઇક નવું થઇ ગયું છે.

[૭]

કૌતૂહલથી પ્રેરાઇને આવેલા સાક્ષીઓ અસ્વસ્થ જિજ્ઞાસા અનુભવતા ચાલતા થયા. થોડીવારે એ નાના મકાનમાં કેવળ મચ્છેન્દર, ગોરખ અને અભંગા એટલાં જ રહ્યાં.

મચ્છેન્દરના ચહેરા ઉપર છવાયેલી ઉજ્જડતા હજી નહોતી વેરાઇ. થયેલાં લગ્ન, લગ્નની નવીનતા, લગ્નની અસંગતતા અને દંપતિના અનોખા વ્યક્તિત્વે એના મગજને શૂન્ય બનાવ્યું હતું.

ગોરખ પરણે ? ગોરખ–જે ગોરખને એ ઓળખતો હતો, જે ગોરખને એ પિછાનતો હતો, એ કોઇ સ્ત્રીનો હાથ પકડે ?

અને અભંગા ? એ કોઇ પણ પુરૂષનું સ્વામિત્વ સ્વીકારે ?

ધીમે ધીમે સ્મૃતિનાં ઝેર એના મગજ ઉપર ટપકવાં લાગ્યાં.

પોતે ય એકવાર ગોરખ જેવો જ હતો ને !

ને તિલા યે એકવાર અભંગા જેવી ન હતી ?

ને એમનો સંસાર પરિણમ્યો હતો–જેમ બધા સંસારો પરિણમે છે તેમ ગાર્હસ્થ્યના કૂપમાં. લગ્ન જાણે મંકોડા પેદા કરવાનું કારખાનું હતું.

એના કાનમાં બાળકનો ઉંકારો ગાજવા માંડ્યો. એની આંખમાં રસોઇનો ધુમાડો ઘેરાવા લાગ્યો. એની સ્મૃતિમાં સુંદરતા કરમાતી દેખાઇ. જોબન વાર્ધક્યમાં પરિણમતું દેખાયું. જ્ઞાન રૂઢિમાં સમાતું દેખાયું. મહત્ત્વાકાંક્ષાઓ મકાનની ડેલી સાથે અથડાઇને પાછી ફરતી દેખાઇ. આશા ને ઉત્સાહ સંતતિમાં સમાતાં દેખાયાં.

આનું નામ જ લગ્ન ! ગોરખ અને અભંગાએ લગ્ન કર્યાં. હરિ ! હરિ !

એના કાનમાં કાંઇક અવાજ અથડાયો ને એને આ દુનિયાનું ભાન આવ્યું.

ગોરખે અભંગાનો હાથ પકડ્યો. હથેલીના પાછલા ભાગ ઉપર માનભર્યું ચુંબન કર્યું અને કહ્યું :

'દેવી ! હવે હું રજા લઉં છું.'

અભંગાના અંગમાં એક ઝણઝણાટી આવી. એના અંગમાં ક્ષણભર રોમાંચ આવ્યો. એના હોઠ દાંત વચ્ચે સહેજ દબાયા. બીજી ક્ષણે એ સ્વસ્થ બની:

'પધારો આર્ય પુત્ર !'

'દેવી !' ગોરખે કહ્યું: 'હું જઉં છું મારા આવાસે. મારે આ ગામમાં હજી કેટલુંક કાર્ય કરવાનું છે. અમારૂં એ કાર્ય પૂરૂં થાય પછી, હું અને મચ્છેન્દરનાથ અહીંથી જવાના છીએ.'

'સારૂં. આપણે કદાચ વચમાં મળશું'

'બહુ સારૂ દેવી !'

ગોરખે પોતાની ડાંગ ઉપાડી. ખભે ઉપરિ-વસ્ત્ર નાંખ્યું. અને એ મકાનમાંથી એ ચાલી નીકળ્યો. મચ્છેન્દર એની પાછળ પાછળ ચાલ્યો.

મકાનની ડેલીમાં ઉંચા હાથ ઉપર પોતાનું માથું ટેકવીને અભંગા ગોરખને જતા અનિમેષ નયને જોઇ રહી.

[૮]

ગોરખ અને મચ્છેન્દર એના બાળકને લઇને ચાલ્યા ગયા પછી તિલાનો સંસાર ઉજ્જડ બની ગયો.

પર્ણકુટિના દરવાજામાં ઉભા રહીને ઉજ્જડ ચહેરે અને આંસુ-વિહોણી આંખે એ પોતાના જીવનના દૃશ્યને લોહીના તાર રૂપે

જાણે કંતાતું જોઇ રહી. એને લાગ્યું કે એના જીવન સર્વસ્વનો અંત આવી ચૂક્યો છે. એનું ઘર ગયું. બાળક ગયું. સ્વામી ગયો. નિર્જન જંગલમાં એકાંત ઝૂંપડીમાં એ એકલી રહી હતી.

એની ઝૂંપડીની આસપાસ પવન વૃક્ષોમાં સુસવતો હતો. સાથે પંખીઓનો શોર ગાજતો હતો. રાની પશુ અને પશુડાંઓ ચોપાસ દોડતાં હતાં. કેઇ બીજી જ દુનિયામાં એ એકલી ભૂલી પડી હતી. અટૂલી હતી.

શું રહ્યું હતું હવે એની પાસે ? શરીરમાં તાકાત નહોતી રહી. હૃદયમાં આશા નહોતી રહી. જીવનમાં સજ્જનતા નહોતી રહી.

મચ્છેન્દર નહોતો. બાળક ન હતું. મચ્છેન્દર ચીડિયો હતો. ટૂંકા સ્વભાવનો હતો, બેદરકાર પણ હતો. બેબાનબંધ હતો. પણ આખરે જેવો હતો તેવો યે એ હાજર હતો. હજુર હતો.

અને એનું બાળક રોગિયલ હતું. રોતલ હતું. આખો દિવસ ઊંઘમાં ને રડવામાં કાઢતું પણ કોઇક વાર જ્યારે એ હસતું, ત્યારે એ કેવું અમીબિન્દુ સમું લાગતું.

મચ્છેન્દર ગયો. બાળકને પોતે છોડી દીધું. હવે ?

—ને એને સ્મરણે ચડી આવ્યો અનંતને સામે કાંઠે ઊભેલો દેખાતો એનો મુનિરાજ. નાલંદાની ધર્મસભામાં એ કુશલ શાસ્ત્ર-યુદ્ધ કરતો. મહારાજા નંદની સભામાં એ કુશલ ગાત્રી-યુદ્ધ કરતો. ઘરના ખૂણામાં એ આંધળું શરીર-યુદ્ધ કરતો.

અદ્વૈત અને વિશિષ્ટાદ્વૈતના સાંસ્કૃતિક ઝઘડાના પડઘા ફરીને એકવાર એના કાનમાં સંભળાયા. મહારાજા નંદની અદાલત અને

પોતાના ઉપર ચોરીના ચાલતા મુકદ્દમાનું દૃશ્ય ફરીને એની આંખ આગળ નૃત્ય કરવા લાગ્યું. એના શરીરને શીંછની જેમ કોઇ પીસતું પીંખતું હોય એવી એને આધિ વ્યાધિ ફરીને થવા લાગી.

અકસ્માતે એતું સર્જન થયું. અકસ્માતથી એનાં લગ્ન થયાં. અકસ્માતથી એને મચ્છેન્દરનો મેલાપ થયો. અકસ્માતમાંથી ગોરખ આવી લાગ્યો. અકસ્માત ! જીંદગીભર એ અકસ્માતની પૂતળી બની રહી. કોઇ મદારી મરકટને નચાવે એમ એ અકસ્માતના હિલોળ ઉપર નાચતી રહી. એણે બે લગ્ન કર્યાં. મુનિરાજ ને મચ્છેન્દર સાથે. આજે બન્ને એકાકાર થતાં હતાં. લગ્ન પહેલાં અને લગ્ન પછી–એનામાં શો ફેર થયો હતો. બે બે લગ્નથી એને શો લાભ મળ્યો હતો ?

બાળકો એને થયાં હતાં. પણ એથી શું ? બાળકોને એ ન છોડે તો બાળકો એને છોડી જવાનાં હતાં. ધણી એને ન છોડે તો એ ધણીને છોડી જવાની હતી. જીવન એને ન છોડે તો એ જીવનને છોડી જવાની હતી. આકસ્માતિક લગ્નો એ તો ઝાકળના બિન્દુઓ છે. દૂરથી કંપારી આવે. નજીકમાં હીમ લાગે. ને વરાળ થઇ લુપ્ત થાય ત્યારે એની નિશાની યે ન રહે.

[ ૯ ]

**ચાં**દનીમાં મચ્છેન્દરનાથ એકલો ટહેલતો હતો.

ગોરખ અને અભંગાના લગ્નને છ માસ થઇ ગયા હતા. ગોરખ પોતાના આવાસમાં પોતાના કામમાં મશ્ગુલ રહેતો.

અભંગા પોતાના કામમાં પોતાનાં આવાસમાં મશ્ગુલ રહેતી. બન્ને એક બીજાને ત્યાં આવતા જતા. વાતો કરતાં.

ક્લેશ વિહોણું આધિવ્યાધિ વિહોણું એ કેવું સુખી જીવન હતું.

અને પોતાનું જીવન વેડફાઇ ગયું.

આજે એના હૃદયમાં તિલા જાગી હતી.

અભગા અને તિલાની સરખામણી એના અંતરમાં થવા લાગી.

બન્ને બહાદૂર હતી. બન્ને નિર્ભય હતી. બન્ને જીવનથી ભરેલી હતી.

છતાં અભંગા વ્યક્તિત્વ ગુમાવી નહોતી બેઠી. તિલા વ્યક્તિત્વ ગુમાવી બેઠી હતી.

મચ્છેન્દ્રને ન સમજાય એવી વેદના થતી હતી.

શું થયું હતું એની એને સમજ પડતી ન હતી. પરંતુ કંઇક જબરી આડ અભંગા અને તિલા વચ્ચે ઉભી થતી હતી.

લમણે હાથ દઇને એ ઉભો રહ્યો.

સ્વતંત્ર પસંદગી એ પહેલું પગલું

સમાન ગુણ એ બીજું પગલું.

સમાન શીલ એ ત્રીજું પગલું.

માનસિક વિકાસ એ ચોથું પગલું

ધ્યેયલક્ષ એ પાંચમું પગલું.

સ્વાયત્તતા એ છઠ્ઠું પગલું.

સખા એ સાતમું પગલું.

આ સાત પગલાં એ લગ્નનાં સ્વાયત્ત સહકાર ને પરિણયન.

પોતે આવું લગ્ન ન કરી શક્યો. પોતે આવું લગ્ન નિપજાવી ન શક્યો.

હવે અફસોસ શા કામનો?

હવે કોઇ રસ્તો ખરો?

'તિલાને જ શોધું. નવો પંથ પાડીએ. નવું લગ્ન સર્જીએ.

'લગ્નની જરૂર જ શી? જેને એકવાર છાંડી એનો મોહ શાને?

ધ્યેયલક્ષી જીવનમાં ધ્યેયની આસપાસ બધા જીવન સંબંધો ફરે.

બ્રહ્મચર્ય એ ખોટું નથી; પરંતુ કેવળ બ્રહ્મચર્ય જ જો ધ્યેય બને તો જ એ કામનું. આદર્શ બ્રહ્મચારી બ્રહ્મચારી જ રહે. બીજું એ ન કરી શકે—ન સાધી શકે.

ભીષ્મ આદર્શ બ્રહ્મચારી! બ્રહ્મચર્યને એણે ધ્યેય માનીને સંબંધો યોજ્યા. અન્યાયને પક્ષે એ ઉભા રહ્યા; અન્યાયને પક્ષે એ અવસાન પામ્યા; છતાં એ પિતામહ રહ્યા. એમનું જીવન ધ્યેયલક્ષી હતું. બ્રહ્મચર્યની સાધના એ જ એને મન જીવનસિદ્ધિ હતી.

નકારાત્મક એ ધ્યેયને જીવનભર વફાદાર રહેનારાઓ અતિ વિરલ હોય છે. એટલા માટે એ આદરણીય છે.

પણ–પણ–કેવળ બ્રહ્મચર્યની ચોકી કરીને જ જીવન વિતાડવાનું ? માનની કર્તવ્યતિતિક્ષામાં શારીરિક ભાન ભૂલે જ. એ દૃષ્ટિએ બ્રહ્મચર્ય એને જેટલું સહજ સાધ્ય છે, એટલું બીજાંને ન હોય. પણ પછી આગળ શા માટે વધવું ?

'તિલ્લાને શોધું. એનામાં જીવનકાર્યની ભૂખ જગાવું. સાચુ લગ્ન એ કે જે નર નારીમાં પ્રજનન નહિ પણ સર્જન શક્તિ વધારે–જે નારી નરમાં ગાર્હસ્થ્ય નહિ પણ જીવન કર્તવ્યની ભાવના જગવે.

'જગત સર્જાય છે–માનવીથી. માનવી એને સર્જે ને માનવી એને સહારે.

'લગ્ન–સંસ્થા જેટલી સર્જનાત્મક એટલું જગત સર્જાય.

'લગ્ન–સંસ્થા જેટલી પ્રજનનાત્મક એટલું જગત પછડાય.'

—ને એના કાનમાં પડઘો પડયોઃ 'સાતમે પગલે સખા બનજે.'

મચ્છેન્દર ચાલી નીકળ્યો. ચાંદની રાતમાં એ આગળ અને આગળ ચાલવા માંડયો.

માથે કૌમુદી રેલાતી હતી. અંતરમાં ઉજાસ પડતો હતો ને મચ્છેન્દર આગળ અને આગળ ચાલવા માંડયો.

એનું મુખ મૂંગા સાદ પાડતું હતું :

'તિલા ! તિલા !'

વન મૂંગા પડઘા પાડતું હતું : 'તિલા તિલા.'

એની આંખમાં નવી દૃષ્ટિ હતી; એના મગજમાં નવી

—ને મચ્છેન્દર આગળ અને આગળ જ ચાલ્યો :
—ને ચોપાસ પડઘા પડતા હતા : 'તિલા ! તિલા !'

[ ૧૦ ]

લાંબો પથારો પાથરીને પડેલી આપણી આ વાર્તાનો આખરે તો હવે અંત આવ્યો છે

કથાના પાત્રો સંબંધે ઉપસંહાર કરવાનો એક શિરસ્તો છે.

તિલાની શોધમાં મચ્છેન્દર નીકળ્યો ત્યાંથી, તે એની નિષ્ફળ શોધના અંતે એનું મૃત્યુ થયું ત્યાં સુધીના પ્રસંગની એક નવી જ વાર્તા લખાય એમ છે. આ સ્થાને તો એટલું જ કહેવાનું રહે છે: મચ્છેન્દરની એના જીવનસાથીની શોધ પૂરી જ ન થઇ. ફરીથી આ સંસારમાં એણે તિલાને કોઇ દિવસ જોઇ નહિ

પોતાની પર્ણકુટિમાંથી તિલા નીકળી અને પછી એ ક્યાં ગઇ, એનું શું થયું એ વિષે કશી જ હકીકત, કથા કે દંતકથા નથી મળતી. કલ્પના એને સર્જે છે પુરૂષજાતિ સામે જેહાદ પોકારતી, ભભૂકતી આગ જેવી જીવનની તમામ મૃદુતાઓને જલાવી નાંખતી, કોઇ મહાચંડી સમી.

તિલાના બે બાળકો: પહેલું મુનિરાજનું અને બીજું મચ્છેન્દરનું. વગડામાં અકસ્માતથી ઉગેલાં પુષ્પો અકસ્માતથી કરમાઇ જાય એમ કરમાયેલાં બન્ને બાળકો તદ્દન બાલ્યાવસ્થામાં જ મરી ગયેલાં એમ જુદી જુદી કથાઓના સમન્વયમાંથી મળી આવે છે.

આપણી કથાના પ્રસંગ પછી તરત જ ચારવાકનું મૃત્યુ થયું. દેવારિ અને એનું મંડળ એ તો કલ્પનાનાં બાલકો છે.

જીવાડવાં હોય, વિસારવાં હોય કે સ્વચ્છ માટે ઝઝૂમી રહેલાં બતાવવાં હોય—જે કરવું હોય એ થઇ શકે છે.

લેખકને તો હજી યે સર્વ કર્તવ્ય અને સર્વ વિચારોને એક બાજુએ મૂકીને જંગલની ઝાડીઓમાં, નદીની કોતરોમાં, પહાડોની ખીણોમાં ‘તિલા તિલા’ના નામની અહાલેક પુકારતો, અને તિલા મળે તો પંથ ભૂલેલું જીવન સુધારી લેવાની એક માત્ર ઉમેદ સેવતો મચ્છેન્દર જ કલ્પનાપ્રિય લાગે છે. ભરથરી અને અશ્વત્થામા બેયના કલુષિત ભટકતાં અમર જીવનથી મચ્છેન્દરનું આ અમરજીવન ખરેખર કલ્પિત છતાં કેટલું વિચાર-પ્રિય છે?

લેખક તો હજી યે માને છે કે: એ સિદ્ધ સિધ્ધેશ્વર તપોનિધિ, વ્યાયામ વીર અને નવસર્જનના દોર સમજવા મથતી વહી ગયેલી યુગમૂર્તિ ગઇ કાલની પોતાની પ્રિયતમા ને શય્યાભાગિનીની શોધમાં જ ભમે છે.

ને એક દિવસે જ્યારે એ બે મળશે ત્યારે મચ્છેન્દર તિલાને સમજાવશે: ગાર્હસ્થ્યના વિપથગામી ખ્યાલો, શય્યાશયનની અર્થહીનતા અને મિલકતમાંથી મિત્રના સર્જનના મર્મ.

ગઇકાલ જે ગઇ એ યુગનાં એ માનવીઓ છે—સમર્થ ને તેજસ્વી. પણ ગઇકાલના ખ્યાલોની મર્યાદાઓ એમને વામન બનાવે છે. અનંત ઉછળતા સાગર ઉપર તરંગે હિલોળાતાં લાકડાના ટુકડા જેવાં બનાવે છે.

ને પ્રજનન એ લગ્નનો અકસ્માત છે. એની કિંમત છે. સર્જન એ એનું ધ્યેય છે. એ એક દિવસે તિલાને સમજાશે.

—ને જ્યારે એને એ સમજાશે ત્યારે જ આ અવનિતલ ઉપર સાચું અને સર્જનાત્મક સ્ત્રિયારાજ સ્થપાશે.